ISPG-81

Bhartiy Musalmano
Padkaro, Sambhavnao ane Karya-paddhati

# ભારતીય મુસલમાનો
## પડકારો, સંભાવનાઓ અને કાર્ય-પદ્ધતિ

લે. સૈયદ સઆદતુલ્લાહ હુસૈની

• અનુવાદ •
મુહમ્મદ જમાલ પટીવાલા

# અનુક્રમણિકા

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ
(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# અભિવ્યક્તિ

પ્રિય વતનની વર્તમાન પરિસ્થિતિ એ બાબતનો ખૂબ જ ભારપૂર્વક તકાદો કરી રહી હતી કે દેશની વર્તમાન રાજકીય અને સામાજિક પરિસ્થિતિના વિશ્લેષણ, ભારતના મુસલમાનોની સામેના પડકારો અને તેના પરિપ્રેક્ષ્યમાં અપેક્ષિત કાર્ય-પદ્ધતિ પર કોઈ એવું પુસ્તક સામે આવે, જે સંક્ષિપ્ત અને સર્વગ્રાહી પણ હોય, જેમાં નક્કર હકીકતોનું ધ્યાન પણ રાખવામાં આવ્યું હોય, વ્યવહારૂ દિશા-નિર્દેશ પણ હોય તેમજ ભારતની મિલ્લતે ઇસ્લામિયા (મુસ્લિમ સમુદાય) માટે હિંમત વધારનાર પણ હોય.

આ જ હેતુસર આદરણીય જનાબ સૈયદ સઆદતુલ્લાહ હુસૈની લિખિત પુસ્તિકા 'હિન્દુસ્તાની મુસલમાન - ચેલેન્જ, ઇમ્કાનાત ઔર લાયહ-એ-અમલ' પ્રસ્તુત કરતાં અમને ખૂબ આનંદ થઈ રહ્યો છે.

આ પુસ્તકમાં ભારતના મુસલમાનો માટે ખૂબ જ મહત્ત્વનો જીવંત સંદેશ છે. આમાં આંતરરાષ્ટ્રીય અને રાષ્ટ્રીય પરિસ્થિતિનું પરિપ્રેક્ષ્ય અને તેના મૂળભૂત કારણો પર પણ પ્રકાશ નાખવામાં આવ્યો છે. નિરાશાજનક પરિસ્થિતિમાં હિંમત આપવાની કોશિશ પણ કરવામાં આવી છે અને કસોટી-કાળમાં અપેક્ષિત પ્રતિક્રિયાના સંદર્ભમાં પણ દિશા-નિર્દેશ કરવામાં આવ્યો છે. પુસ્તકના અંતે દસ મુદ્દાની કાર્ય-પદ્ધતિ દર્શાવવામાં આવી છે, જેમાં ભારતના મુસ્લિમ સમુદાયના અપેક્ષિત સામાજિક ચરિત્રના વિભિન્ન પાસાઓને સમાવી લેવામાં આવ્યા છે.

'હિદાયત પબ્લિશર્સ'ની સ્થાપનાના પ્રથમ દિવસથી એ બાબત દૃષ્ટિ સમક્ષ રહી છે કે સમસ્યાઓનું ઊંડાણપૂર્વક વિશ્લેષણ કરવામાં આવે, ઇસ્લામ વિશે ઉઠાવવામાં આવતા વાંધાઓની તર્કસંગત સમીક્ષા કરવામાં આવે, કુર્આન અને સુન્નતની શિક્ષાઓનો ગહન અભ્યાસ કરવામાં આવે તથા વર્તમાન પરિસ્થિતિના પરિપ્રેક્ષ્યમાં કુર્આન અને સુન્નતના માર્ગદર્શનને દલીલની મજબૂતી અને પરિપક્વ વર્ણન-શૈલીની સાથે પ્રસ્તુત કરવામાં આવે.

લેખક મહાશયનું આ પુસ્તક આ જ અનુસંધાનની એક મહત્ત્વની કડી છે. આ

પુસ્તકમાં ભારતના મુસ્લિમ સમુદાયની સુધારણા તેમજ તેના નિર્માણ અને વિકાસના સંદર્ભમાં લેખકના વિભિન્ન અનુભવો અને અવલોકનોના પ્રકાશમાં, ઊંડા ચિંતન-મનન તથા નિષ્પક્ષ અને સટીક વિશ્લેષણ પર આધારિત એક સ્પષ્ટ અને નક્કર કાર્ય-પદ્ધતિ પ્રસ્તુત કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે; જેમાં મિલ્લતની વૈચારિક પોઝીશનનું પણ ધ્યાન રાખવામાં આવ્યું છે અને વ્યવહારૂ એપ્રોચને પણ દૃષ્ટિ સમક્ષ રાખવામાં આવેલ છે. આશા કરવામાં આવે છે કે આ પુસ્તક ભારતના મુસ્લિમ સમુદાયને એક દિશા આપવાનું કામ કરશે અને આમાં જે ચર્ચાઓ ઉઠાવવામાં આવી છે, તેના પર મિલ્લતના બુદ્ધિજીવીઓ ધ્યાન આપશે.

**નવી દિલ્હી, ૨૫** **અબૂલ આ'લા સૈયદ સુબ્હાની**

# પ્રસ્તાવના

એમાં કોઈ સંદેહ નથી કે ભારતના મુસલમાનો અત્યારે પોતાના ઇતિહાસના સંગીન કાળમાંથી પસાર થઈ રહ્યા છે. તેઓ ચોતરફ હુમલા અને જુદા-જુદા પડકારોનો સામનો કરી રહ્યા છે. આક્રમક સાંપ્રદાયિકતાનો સામનો મુસલમાનો આમ તો આઝાદી પછીથી જ કરી રહ્યા છે, પરંતુ અત્યારે સાંપ્રદાયિક તત્ત્વો જેટલા બહાદુર, નિર્ભિક અને હિંમતવાન બની ચૂક્યા છે, સંભવતઃ આનાથી પહેલા ક્યારેય નહોતા. બીજી બાજુ શાંતિ અને ન્યાયની ધ્વજવાહક શક્તિઓ, અત્યારે જેટલી શક્તિહીન અને અવાજરહિત છે, આ પરિસ્થિતિ પણ આપણા વર્તમાન ઇતિહાસમાં અદ્ભુત અને દુર્ભાગ્યપૂર્ણ છે. હત્યા અને જંગલીપણાની ચુનંદી ઘટનાઓ દેશના વિવિધ ભાગોમાં અને સમયાંતરે એ રીતે વ્યવસ્થિતપણે કરવામાં આવે છે કે દેશભરના મુસલમાનો નિરંતર ભય અને આતંકના વાતાવરણમાં જીવન વીતાવતા રહે. તેમને રાજકીય રીતે તદ્દન એકલા-અટૂલા અને અર્થહીન બનાવી નાખવાનો પ્રયત્ન કરવામાં આવી રહ્યો છે, જે ઘણી જગ્યાએ સફળ થતો પણ દેખાઈ રહ્યો છે. શરઈ (ઇસ્લામી) કાનૂનો પર એક-પછી-એક હુમલાઓ અને તેને લઈને આખા દેશમાં એક તરફી ચર્ચાનો માહોલ ગરમ કરવામાં આવી રહ્યો છે. ઇતિહાસને બદલીને એક નવી દિશા આપવામાં આવી રહી છે અને તેના આધારે મુસ્લિમ-દુશ્મનીનું વાતાવરણ ઊભું કરવાની કોશિશો ખૂબ તેજ થઈ ચૂકી છે. શૈક્ષણિક વ્યવસ્થા અને મીડિયાના માધ્યમથી વિશિષ્ટ સંસ્કૃતિ અને સાંસ્કૃતિક મૂલ્યોને થોપવાના પ્રયાસો યુદ્ધના ધોરણે ચાલુ છે. ઇર્તિદાદ (ઇસ્લામથી ફેરવવાના) અને ખાસ કરીને મુસ્લિમ યુવતીઓને લક્ષ્ય બનાવીને જે રીતે યોજનાબદ્ધ કામ કરવામાં આવી રહ્યું છે તેનાથી અનુમાન એ છે કે આવનારા સમયમાં આ પણ એક મોટી સમસ્યા બની જશે.

ભારતીય મુસલમાનોને અત્યારે જે સંજોગોનો સામનો છે તેનું એક મુખ્ય પાસું એ છે કે પરિસ્થિતિની ગંભીરતા માત્ર દેશ સુધી સીમિત નથી. ઇસ્લામ-દુશ્મનીનું વૈશ્વિક વાતાવરણ પણ તેને સહાય કરી રહ્યું છે. એક-પછી-એક મહત્ત્વના દેશો પર એવા સત્તાધીશો થોપાઈ રહ્યા છે, જેઓ ખુલ્લંખુલ્લા ડાબેરી અંતિમવાદી વંશવાદની વિચારધારાથી સંબંધ ધરાવે છે. વંશવાદી અને ઇસ્લામોફોબિક ચળવળો દુનિયામાં ઘણે

ઠેકાણે શક્તિશાળી બનતી જઈ રહી છે. ભારતમાં ઇસ્લામ અને મુસલમાનોને જે પડકારોનો સામનો છે, તેનો સંબંધ આ વૈશ્વિક વાતાવરણથી પણ છે. તેથી ભારતીય મુસલમાનોની પરિસ્થિતિનું અવલોકન કરતાં આ વૈશ્વિક વાતાવરણને નજર સમક્ષ રાખવું અને તેના કારણો અને પ્રેરકોને સમજવા પણ આવશ્યક છે.

ઇતિહાસના અભ્યાસથી ખ્યાલ આવે છે કે કોમોના ભાવિનું નિર્ધારણ તેમના વલણો અને વ્યવહારથી થાય છે, જે તેઓ મુશ્કેલ અને થકવી નાખનાર સંજોગોમાં અપનાવે છે. અમે હવે પછીના પૃષ્ઠોમાં સ્પષ્ટ કરીશું કે આવી કઠિન પરિસ્થિતિ કોમો માટે કસોટી અને પરીક્ષાની હેસિયત રાખે છે. જો તેઓ સંતુલન પર આધારિત યોગ્ય વલણ અને વ્યવહાર અપનાવે છે, તો પછી કઠિન પરિસ્થિતિ જ તેમના માટે ઉન્નતિ અને ઉત્થાનની સીડી બની જાય છે. ભારતના મુસલમાનોની સામે અત્યારે મૂળ પ્રશ્ન એ જ છે કે આ સંતુલિત અને યોગ્ય વલણ અને વ્યવહાર શું હોઈ શકે છે? આ વલણ અને વ્યવહાર માટે જરૂરી છે કે પરિસ્થિતિનું ઉચિત વિશ્લેષણ કરવામાં આવે. પોતાનું, પોતાના ઇતિહાસનું અને પોતાના આચાર-વિચારનું નિષ્પક્ષ અને સટીક મૂલ્યાંકન અને આત્મ-નિરીક્ષણ કરવામાં આવે; અને તેના પ્રકાશમાં આગળ માટે કાર્ય-પદ્ધતિનું નિર્ધારણ કરવામાં આવે. આ પુસ્તકમાં અમે પહેલા વૈશ્વિક પરિસ્થિતિનું ટૂંકમાં વિશ્લેષણ કરીશું, પછી ભારતના વાતાવરણના કેટલાક મુખ્ય પાસાઓની ચર્ચા કરીશું. તે પછી આ પરિસ્થિતિમાં મુસલમાનોથી અપેક્ષિત વ્યવહારૂ કાર્ય-નીતિ વિશે કેટલાક નિવેદનો પ્રસ્તુત કરીશું અને અંતે એ વાતોના સારરૂપે એક દસ મુદ્દાની કાર્ય-પદ્ધતિ પ્રસ્તાવિત કરીશું.



# વૈશ્વિક પરિસ્થિતિ – એક વિશ્લેષણ

અત્યારે સમગ્ર દુનિયાના મુસલમાનો, અતિશયોક્તિ વગર કહીએ તો પણ, પોતાના ઇતિહાસની અત્યંત સંગીન પરિસ્થિતિનો સામનો કરી રહ્યા છે. નિઃસંદેહ ઇસ્લામી જગત પર એ સમય પણ આવ્યો હતો કે થોડાક નાના પ્રદેશોને છોડીને આખું ઇસ્લામી જગત ગુલામ બની ચૂક્યું હતું. પરંતુ આજે કથિત સ્વતંત્રતા છતાં મુસ્લિમ પ્રજા, જે અપમાન અને યાતનાઓની ભોગ બનેલ છે, અને દોઢ બિલિયન માનવીઓ માટે પ્રત્યેક નવું પ્રભાત જે રીતે નાલેશી અને અવમાનના, નિઃસહાયતા અને વિવશતા તેમજ હતોત્સાહ અને ભયાનક સમાચારો લઈને ઊગી રહ્યું છે, તેનું ઉદાહરણ સંભવતઃ ઇસ્લામી ઇતિહાસમાં ન મળે.

સમગ્ર ઇસ્લામી દુનિયા વૈશ્વિક શક્તિઓના ઘૃણિત ખેલનું કેન્દ્ર બની ચૂક્યું છે. ઇસ્લામી પ્રદેશોમાં માનવ-લોહી પાણીની જેમ વહી રહ્યું છે.

ઇસ્લામ માટે સંઘર્ષ કરવાવાળા આંદોલનો પોતાના ઇતિહાસના અત્યંત સખત વિરોધોનો સામનો કરી રહ્યા છે. ન માત્ર વૈશ્વિક શક્તિઓ તેમના વિરુદ્ધ કતારબદ્ધ છે, બલ્કે કથિત મુસ્લિમ દેશોએ પણ તેમને કચડવા માટે મોટાભાગે સંયોજિત શક્તિ લગાવી દીધી છે. મીડિયા, ઇન્ટરનેટ તેમજ શોધખોળ અને સંશોધનની અનેક સંસ્થાઓ તેમને બદનામ કરવા અને સમાજમાં એકલા-અટૂલા કરવાના અભિયાનમાં લાગી ગયા છે, તેમજ ઇસ્લામ અને ઇસ્લામના મૂળભૂત મૂલ્યો, સિદ્ધાંતો અને આસ્થાઓ, અને ઇસ્લામના પયગંબરની ઉચ્ચ દરજ્જા-પ્રાપ્ત અને પવિત્ર હસ્તી સૌથી ખરાબ નકારાત્મક દુષ્પ્રચારના નિશાન પર છે.

આ પરિસ્થિતિ શા માટે ઊભી થઈ છે અને દુનિયાની આ મોટી-મોટી શક્તિઓ કેમ આપણી દુશ્મન બનેલી છે ?

આ પ્રશ્ન પર જ્યારે આપણે વિચાર કરીએ છીએ, તો ઘણી વાતો આપણા સામે આવે છે.

## આંતરરાષ્ટ્રીય રાજકારણ અને ઈસ્લામ :

યુરોપ ઝડપથી વૃદ્ધ થતું જઈ રહ્યું છે. અત્યારે યુરોપમાં પ્રત્યેક પાંચમાંથી એક રહેવાસીની ઉંમર ૬૫ વર્ષથી વધારે છે.[૧]

યુરોપના અર્થતંત્ર માટે આવશ્યક છે કે તેને યુવા લોહી મળે અને આ યુવા લોહી તેને કેવળ ઈસ્લામી જગતથી મળી શકે છે. પરંતુ યુરોપ જો ઈસ્લામી જગતથી કામ કરવાવાળી યુવા શક્તિ પ્રાપ્ત કરે છે, તો તેને ભય છે કે આ યુવા લોહી પોતાની સાથે ઈસ્લામ પણ લાવશે. તેથી યુરોપ ન હિજરતને રોકી શકે છે અને ન તેને પ્રોત્સાહન આપી શકે છે. આ દુવિધાનો ઈલાજ એ શોધવામાં આવ્યો કે એવી નીતિઓ બનાવવામાં આવે કે એક તરફ મુહાજિરોના પ્રવેશનો ક્રમ પણ ચાલુ રહે, પરંતુ પરિસ્થિતિ એવી હોય કે તેઓ ઈસ્લામનો પ્રભાવ સમાજમાં ઊભો ન કરી શકે.

એ જ પ્રમાણે અમેરિકાનું અર્થતંત્ર પણ તીવ્રતાથી ચીનના દેવાઓ પર આશ્રિત બનતું જઈ રહ્યું છે. આ આર્થિક ગુલામીનો તોડ એ જ રીતે થઈ શકે છે કે ચીન પણ અમેરિકા પર આશ્રિત રહે. આના માટે જરૂરી છે કે એક બાજુ તેલના સ્રોતો પર અને તેના માર્ગ પર અમેરિકાનો સંપૂર્ણ અંકૂશ હોય અને બીજી બાજુ ચીની ઉત્પાદનોના પરિવહનના ધોરી-માર્ગો, જે મોટાભાગે મધ્ય-પૂર્વમાંથી પસાર થાય છે, તેના પર કબજો રહે. મધ્ય-પૂર્વ પર અમેરિકી કબજો ઈઝરાયલની સલામતી માટે પણ જરૂરી છે.

આ પ્રમાણે અનેક કારણો છે, જેને લઈને તેઓ ઈચ્છે છે કે મધ્ય-પૂર્વમાં અને ઈસ્લામી દેશોમાં એવી શક્તિઓ સત્તાની નજીક પહોંચવા ન પામે, જેમને ડૉલર ફેંકીને ખરીદવી સંભવ ન હોય. આ વિસ્તાર પર અંકૂશ અને વિશેષરૂપે મધ્ય-પૂર્વના મોટા-મોટા દેશો પર કાબૂ બદલાતી વૈશ્વિક પરિસ્થિતિને કારણે મુશ્કેલથી અતિ મુશ્કેલ બનતો જઈ રહ્યો છે. તેથી જે રીતે પ્રથમ વિશ્વ-યુદ્ધ પછી સામ્રાજ્યવાદી શક્તિઓએ પોત-પોતાના હિતો અને સ્વાર્થોને નજર સમક્ષ રાખીને આ સમગ્ર વિસ્તારની ભૂગોળની નવેસરથી વહેંચણી કરી હતી, હવે ફરીથી એ જ રીતની નવીન વહેંચણીને આવશ્યક સમજવામાં આવી રહી છે. આ કાર્યને પૂરું કરવા માટે જરૂરી છે કે આ વિસ્તારમાં ભયંકર રક્તપાત અને ગૃહ-યુદ્ધોનો ક્રમ ચાલુ રહે. આને તેઓ સર્જનાત્મક અંધાધૂંધી (Constructive Chaos) કહે છે.[૨]

આ પુસ્તકમાં આ પ્રસિદ્ધ ફ્રેન્ચ વિશ્લેષકે અમેરિકાની નીતિઓનું વિશ્લેષણ

૧. Arthur C. Brooks : An Aging Europe in Decline; In New York Times, January 7, 2015; with reference to United States Census Bureau's International database.

૨. આ નીતિને સમજવા માટે વાંચો, એક રસદાયક પુસ્તક : Oliver Roy : Translated by : Ros Schwartz : The Poltics of Chaos in the Middle-East; Columbia University Press, Columbia, 2009.

કરતાં ઘણા સૂચનો કર્યા છે. એક મહત્ત્વનું સૂચન એ છે કે અમેરિકાએ હવે અલ-કાયદાને છોડીને હમાસ અને ઇખ્વાનનો પીછો કરવો જોઈએ. દસ વર્ષ પહેલાં લખવામાં આવેલ આ પુસ્તકમાં વર્તમાન અરાજકતા ઊભી કરવાની નીતિઓની તમામ વિગતો મળે છે. તેથી Constructive Chaos ની આ નીતિ હેઠળ તેઓ ઇચ્છે છે કે મધ્ય-પૂર્વ ખૂબ જ અંધાધૂંધી અને ખુનામરકીનો ભોગ બનેલું રહે.

આ આર્થિક અને રાજકીય કારણોનું મહત્ત્વ પોતાની જગ્યાએ, પરંતુ મધ્ય-પૂર્વમાં હસ્તક્ષેપનું મૂળ કારણ ઇસ્લામ છે, જેને તમામ શૈતાની શક્તિઓ પોતાના માટે સૌથી મોટું જોખમ સમજે છે.

ઇસ્લામને ખતરો સમજવાનું કારણ એ છે કે ઇસ્લામ આ પરિસ્થિતિમાં પણ સમગ્ર દુનિયા માટે અને વિશેષરૂપે પશ્ચિમી જગત માટે અસાધારણ આકર્ષણ ધરાવે છે અને એ યોગ્યતા ધરાવે છે કે આધુનિક પશ્ચિમની સામ્રાજ્યવાદી શોષણયુક્ત વ્યવસ્થાનો વિકલ્પ બનીને ઉભરી શકે.

અત્યારે પરિસ્થિતિ એ છે કે હવે એ વાત મોટાભાગે નક્કી થઈ ચૂકી છે કે પશ્ચિમી સામ્રાજવાદી સંસ્કૃતિનું કોઈ ભવિષ્ય નથી. આ શોષણયુક્ત સામ્રાજ્ય પોતાની મૂળભૂત ફિલસૂફીઓ અને પોતાની વ્યવસ્થાના અંગભૂત તત્ત્વો સહિત હવે પોતાના પતનના અંતિમ તબક્કામાં પ્રવેશ કરી ચૂક્યું છે. આધુનિક પશ્ચિમમાં આજે ભૌતિકવાદથી નફરત પોતાની ચરમસીમાએ છે; તથા ધર્મ, રૂહાનિયત (આધ્યાત્મિકતા) અને આધ્યાત્મિક મૂલ્યો તરફ પાછું ફરવું, જેને પશ્ચિમી લેખકો De-secularization (બિન-ધર્મનિરપેક્ષતા) કહી રહ્યા છે, તેની પણ એક નાનકડી લહેર અહીં ચાલી રહી છે.[૩] નિરંકૂશ ભૌતિકવાદ, હદથી વધારે ખર્ચ કરવાનો સ્વભાવ તેમજ વ્યાજ અને વ્યાજુ દેવાઓથી સર્જાયેલ વિનાશને યુરોપ અને અમેરિકાના દરેક નાગરિકે ગત સાત-આઠ વર્ષોમાં પૂરેપૂરી તીવ્રતાથી અનુભવ્યો છે અને હવે તેઓ વૈકલ્પિક આર્થિક વિચારધારાઓની શોધમાં છે. વૉરેન બફેટ જેવા વ્યક્તિએ ઇસ્લામે અવૈધ કરેલ કાલ્પનિક નાણાકીય પદ્ધતિઓને 'સામૂહિક વિનાશના આર્થિક શસ્ત્રો' (Economic Weapons of Mass Destruction) ઠેરવેલ છે. પશ્ચિમી દુનિયાના મોટા-મોટા આર્થિક વિશેષજ્ઞો આધુનિક મૂડીવાદી વ્યવસ્થાના ઘણા ઘટકોને ખૂબ મોટું નુકસાન સમજવા લાગ્યા છે અને એક વૈકલ્પિક આર્થિક વ્યવસ્થા અથવા ભૂતપૂર્વ બ્રિટિશ વડાપ્રધાન ગૉર્ડન બ્રાઉનના શબ્દોમાં 'A new Bretton Wood'ની જરૂરત અનુભવી રહ્યા છે.[૪]

૩. જેમ કે - જુઓ : Eric Kaufmann : Shall the Religious Inherit the World : Demography and Politics in Twenty First Centuary; Profile Books, London, 2011.

૪. Financial Crisis : Gordon Brown calls for 'New Bretton Woods'; The Telegraph, October 13, 2008.

પરિવાર અને પારિવારિક મૂલ્યોની પાયમાલીનો રોગ પશ્ચિમથી નીકળીને હવે આખા પૂર્વીય સમાજમાં ફેલાઈ ચૂક્યો છે અને હવે પરિવારનો અંતિમ કિલ્લો ઇસ્લામ રહી ગયો છે. બીજી બાજુ એ ભાવના દઢથી દઢ બનતી જઈ રહી છે કે મજબૂત અને સ્થાયી પરિવાર વગર ન સ્થાયી સમાજ સંભવ છે અને ન શાંતિપૂર્ણ વ્યક્તિગત જીવન. તેથી પારિવારિક મૂલ્યોની રક્ષા હવે અમેરિકા અને ઑસ્ટ્રેલિયા સહિત ઘણા પશ્ચિમી દેશોમાં સામાન્ય ચૂંટણીઓનો વિષય બની ગયો છે, બલ્કે ઑસ્ટ્રલિયામાં એક આખું રાજકીય જૂથ 'Family First Party'ના નામથી કામ કરી રહ્યું છે.

આમ, આધ્યાત્મિક શાંતિની શોધમાં, ઉત્તમ આર્થિક મૂલ્યોની શોધમાં, સ્થાયી પરિવાર અને ઉચ્ચ પારિવારિક મૂલ્યોની શોધમાં લોકો ઘેલા બનીને પૂર્વીય ધર્મો તરફ સામાન્યતઃ અને ઇસ્લામ તરફ વિશેષરૂપે લપકી રહ્યા છે.

પશ્ચિમી નીતિ ઘડનારાઓ એમ સમજે છે કે આ પરિસ્થિતિમાં ઇસ્લામ પોતાની મજબૂત આસ્થા અને નૈતિકતા તેમજ આધ્યાત્મિકતાના સ્થાયી, અનંત અને દઢ આધારોના કારણે તમામ પૂર્વીય ધર્મો અને દર્શનોની તુલનામાં વધારે સફળ પુરવાર થઈ શકે છે. તેથી સમગ્ર પશ્ચિમી દુનિયામાં ઇસ્લામ તરફ ધ્યાન અને આકર્ષણ વધ્યું છે. Pew Foundation ના તાજેતરના અહેવાલથી ખ્યાલ આવે છે કે ઇસ્લામ-વિરોધી તીવ્ર દુષ્પ્રચાર છતાં પશ્ચિમી જગતમાં આજે પણ ઇસ્લામ ખૂબ ઝડપથી ફેલાઈ રહ્યો છે.

## ઇસ્લામોફોબિયા અને તેના પરિણામે બનનારી નીતિઓ :

ઉપરોલ્લેખિત પરિસ્થિતિએ એ ભાવનાને જન્મ આપ્યો છે, જેને 'ઇસ્લામોફોબિયા' કહે છે, અને આ જ પરિસ્થિતિ મધ્ય-પૂર્વમાં ખુનામરકીનું પણ મૂળ કારણ છે અને ઇસ્લામી આંદોલનોથી દુશ્મનીનું પણ. તમે ઇસ્લામોફોબિયાનો ભોગ બનેલ લોકો કે તેના ધ્વજવાહક લેખકોના પુસ્તકોને જુઓ, તેઓ એટલા માટે ઇસ્લામના સંદર્ભમાં ભયના ભોગ નથી બન્યા કે તેમને અમુક અંતિમવાદીઓ તરફથી બૉંબ-ધડાકાઓ કે ખુનામરકીની આશંકા છે, બલ્કે તેમનો ખરો ભય એ છે કે ઇસ્લામ મનો-મસ્તિષ્કને જીતી લેવાની શક્તિ ધરાવે છે અને તેને રોકવામાં નહીં આવે તો પશ્ચિમી સમાજમાં ઇસ્લામ ખૂબ ઝડપથી ફેલાઈ જશે. જેમ કે - David Selbourneના પુસ્તક 'Losing Battle with Isam', જેમાં તેણે દસ કારણો ગણાવ્યા છે કે જેના કારણે તેના મતાનુસાર ઇસ્લામ સાથેની લડાઈ જીતવી હવે પશ્ચિમ માટે સંભવ નથી રહી;[૫] અથવા ફ્રેન્ચ લેખક Michael Houellebecq ના પુસ્તક 'Submission', જેમાં તેણે ધારણા બાંધી

૫. David Selbourne : Losing Battle with Islam; Prometheus Books, New York, 2005.

છે કે ફ્રાન્સમાં આગામી સાત વર્ષ પછી ઇસ્લામપ્રિય લોકોનું રાજ્ય હશે.[૬] આ પુસ્તકોએ આધુનિક પશ્ચિમી નીતિના ઘડવૈયાઓના મનો-મસ્તિષ્ક પર ઊંડો પ્રભાવ ઊભો કર્યો છે. તાજેતરમાં જ સેલબોર્ને પોતાના એક લેખમાં અમેરિકી વિદેશ પ્રધાન જ્હૉન કેરી સાથે પોતાની વિસ્તૃત વાતચીતનો સંદર્ભ આપ્યો છે, જેમાં તેના કથનાનુસાર મંત્રી મહોદયે તેની એ વાતથી સહમતિ દર્શાવી છે કે જો પરિસ્થિતિ આ જ પ્રકારની રહી, તો એ દિવસ દૂર નથી જ્યારે 'આપણા યુગનો ઇતિહાસ ઇસ્લામી ખિલાફતના નિરીક્ષણ હેઠળ લખવામાં આવશે.'[૭] આ છે એ ભય, જેના હેઠળ મોટી શક્તિઓ પોતાની નીતિઓ બનાવી રહી છે. ઇસ્લામના આ ખતરા માટે આધુનિક પશ્ચિમી નીતિ-ઘડવૈયાઓએ જે નીતિ બનાવી છે, તેના મુખ્ય અંશો આ પ્રમાણે છે :

૧. ઇસ્લામ વિરુદ્ધ જોરદાર દુષ્પ્રચાર, એ હદ સુધી કે ઇસ્લામ શેષ દુનિયા માટે એક અત્યંત નફરતને લાયક વસ્તુ બની જાય.

૨. મુસલમાનોથી એવા કામ કરાવવા, જેનાથી આ દુષ્પ્રચારને બળ મળી શકે, અને ઇસ્લામી પ્રદેશોને એવી રીતે જહન્નમમાં બદલી નાખવામાં આવે કે લોકો ઇસ્લામ અને મુસલમાનોના નામથી ભયભીત થઈ જાય.

૩. ઇસ્લામી આંદોલનોથી લોકોનો સંપર્ક અને સંબંધ નબળો કરવો અને જે લોકો ઇસ્લામી આંદોલનો તરફ જઈ શકે છે તેમના માટે બીજા વિનાશક દરવાજાઓ ખોલી દેવા અને તેમના તરફ તેમને ધકેલી દેવા.

૪. મુસલમાનોને અને વિશેષરૂપે ઇસ્લામને પ્રભુત્વશાળી જોવાની ઇચ્છા રાખનાર લોકોને જાત-જાતના જૂથોમાં વહેંચી નાખવા.

૫. મુસલમાનોનો ઇસ્લામથી અને વિશેષરૂપે નબી કરીમ સલ્લ.થી સંબંધ નબળો કરવો.

૬. ઇસ્લામી દેશોમાં પીઠ્ઠુ સરકારો, પીઠ્ઠુ સૈન્ય અને પીઠ્ઠુ વહીવટદારોને બળ પૂરું પાડવું, જેથી આ હેતુઓની પૂર્તિમાં તેઓ સહાયક સિદ્ધ થાય.

બરાબર એ વખતે, જ્યારે આરબ સ્પ્રિંગના પરિણામ-સ્વરૂપ સમગ્ર મધ્ય-પૂર્વ ઇસ્લામી આંદોલન તરફ આકર્ષિત થઈ રહ્યું હતું અને એવું લાગવા માંડ્યું હતું કે હવે મોટાભાગના આરબ દેશો પર ઇસ્લામને પ્રેમ કરનારાઓ વર્ચસ્વ પ્રાપ્ત કરી લેશે, 'દાઈશ' (Daesh કે IS કે ISIS)નો ઉપદ્રવ ઊભો કરવામાં આવ્યો. આ રીતે

૬. Michael Houellebecq (Tr. by Lorin Stein) : 'Submission' (Kindle Edition), Cornerstone Digital.
૭. David Selbourne : 'The Challenges of Islam', In the New Statesman, London, 04/2014.

ઇસ્લામના નામે અંતિમવાદી અને હિંસાવાદી સશસ્ત્ર જૂથોની રચના અને તેમને પોતાની એજન્સીઓ દ્વારા ભરપૂર સહાયતા એ ઇસ્લામી આંદોલનોની સામે તેમના દુશ્મનોની સૌથી મુખ્ય અને સૌથી સફળ વ્યૂહ-રચના (Strategy) છે. આના કારણે એકી-સાથે અનેક ફાયદાઓ પ્રાપ્ત કરવામાં આવે છે.

એક, આ પ્રકારના મુસ્લિમ જૂથોની હાજરી સામ્રાજ્યવાદને મજબૂતી આપે છે. તેથી ઉપનિવેશવાદી કાળ (Colonial Era)થી જ આ નીતિ અપનાવવામાં આવતી રહી છે. નેપોલિયને ઇજિપ્તમાં કબજા પછી આ જ વ્યૂહ-રચના હેઠળ યાકૂબ અલ-મિસરીનું આંદોલન ઊભું કર્યું હતું. ફ્રાન્સે અલ-જઝાઈર (Algeria)માં અલ-હરકિયન આંદોલન અને અમેરિકાએ વિયેતનામમાં Strategic Hamlets ની સ્થાપના કરી હતી.

આ હિંસાવાદી જૂથોનો બીજો ફાયદો એ થતો હતો કે તેમની કાર્યવાહીઓથી ઇસ્લામ વિરુદ્ધ ભય પેદા થવામાં મદદ મળે છે અને દુષ્પ્રચારને બળ પ્રાપ્ત થાય છે.

ત્રીજો ફાયદો એ થાય છે કે ઇસ્લામ-પ્રિય લોકોમાં ફૂટ પડી જાય છે અને તેમની સંખ્યા ઇસ્લામી આંદોલનોના બદલે આ પ્રકારના આંદોલનનું રૂખ કરીને આપઘાત કરવા લાગે છે.

ચોથો ફાયદો એ થાય છે કે આ હિંસાવાદી તત્ત્વોને ઇસ્લામી આંદોલનો વિરુદ્ધ પ્રજા-મત તૈયાર કરવા તેમજ તેમને નૈતિક અને શારીરિક નુકસાન પહોંચાડવા માટે આ તત્ત્વોનો મોટા પ્રમાણમાં ઉપયોગ કરી શકાય છે.

પાંચમો ફાયદો એ થાય છે કે તેમના દ્વારા મોટા પાયે ખુનામરકી કરાવીને ઇસ્લામી પ્રદેશોને એવા જહન્નમમાં પરિવર્તિત કરી શકાય છે કે જેની કલ્પના માત્રથી શેષ દુનિયા ધ્રુજવા લાગે. આ બધા કામો આજે 'દાઈશ' જેવા જૂથોથી લેવામાં આવી રહ્યા છે.

એ જ પ્રમાણે ઇસ્લામનો સામનો કરવાની વ્યૂહ-રચનાનું એક અન્ય સૌથી મહત્ત્વનું અંગ એ છે કે ઇસ્લામથી મુસલમાનોના સંબંધને કમજોર કરવામાં આવે. મુસલમાનોનો ઇસ્લામથી સંબંધ કમજોર કરવો સરળ નથી, તેથી સ્ટ્રેટેજી એ છે કે ઇસ્લામનું નામ અવશ્ય બાકી રહે, પરંતુ સુધારણા અને રીફોર્મ્સના નામે ઇસ્લામનો આત્મા કાઢી લેવામાં આવે. થોડાક વર્ષો પહેલા 'રેન્ડ કોર્પોરેશન'નો અહેવાલ ખૂબ ચર્ચાસ્પદ બન્યો હતો, જેમાં મુસલમાનોને સેક્યૂલર, આધુનિકતાવાદી, પરંપરાવાદી અને રૂઢીવાદી જૂથોમાં વહેંચવામાં આવ્યા હતા અને એવું કહેવામાં આવ્યું હતું કે ક્રમાનુસાર સેક્યૂલર, પછી આધુનિકતાવાદી અને પછી પરંપરાવાદી મુસલમાનોને સહાયતા કરવી જોઈએ અને આ બધાને સાથે લઈને રૂઢીવાદીઓનો સામનો કરવો જોઈએ. હવે આ નીતિ વધારે

સ્પષ્ટ થવા લાગી છે. Ayyan Hirsi Ali ના પુસ્તક 'Heretic : Why Islam Needs a Refirmation Now'માં તેણે ઇસ્લામમાં અપેક્ષિત સુધારણાના સંદર્ભમાં મુસલમાનોથી પાંચ માંગણીઓ કરી છે :

એક : મુસલમાનો આખિરતના જીવનને દુનિયાના જીવન પર પ્રાથમિકતા આપવાનું છોડી દે.

બીજી : શરીઅત (ઇસ્લામી કાનૂન)ને અભરાઈએ ચઢાવી દે અને સેક્યૂલર કાનૂનોનો આદર કરે.

ત્રીજી : અન્ય બિનમુસ્લિમો અને મુસ્લિમોને એ બતાવવાનું છોડી દે કે તેઓ શું ખાય અને શું પહેરે ?

ચોથી : તેઓ જિહાદની ધારણાનો ત્યાગ કરે,

અને પાંચમી : એ વાતનો સ્વીકાર કરી લે કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ-સલ્લમની વાતોનું નવું અર્થઘટન થઈ શકે છે તથા તેમના પર અને તેમની વાતોની આલોચના થઈ શકે છે.(૮)

આમાંથી વિશેષરૂપે પાંચેય વાતો પર, અર્થાત્ تفریق بین اللہ ورسول પર અત્યારે સમગ્ર દુનિયામાં મોટા પાયે કામ થઈ રહ્યું છે, તેમજ હદીસ અને સુન્નતે નબવી સલ્લ.ના મનમાન્યા અર્થઘટનોના માર્ગો અનુકૂળ કરવા માટે નીત-નવા સિદ્ધાંતો અને ફિલસૂફીઓ ઘડવામાં આવી રહી છે અને એ વિશ્વસનીય બનાવવામાં આવી રહ્યું છે કે આ નવા અને પશ્ચિમે પસંદ કરેલ અર્થઘટનો તરફ વિશેષરૂપે નવયુવાનો ખૂબ ઝડપથી આકર્ષિત થાય.

નવયુવાનોમાં અંતિમવાદનો પ્રસારં અત્યારે ઇસ્લામ-દુશ્મન શક્તિઓનું ઇસ્લામ અને ઇસ્લામી આંદોલનો વિરુદ્ધ સૌથી મોટું હથિયાર છે, અને અનુમાન એ છે કે આગામી કેટલાય વર્ષો સુધી આ જ તેમનું સૌથી સફળ હથિયાર રહેશે. જરૂરત એ વાતની છે કે આને આપણે આપણો મુખ્ય એજન્ડા બનાવીએ. અંતિમવાદના વલણોનો સામનો કરવા માટે કેવળ હિંસાવાદી આંદોલનોની નિંદા જ પર્યાપ્ત નથી, બલ્કે તેમના મનોવૈજ્ઞાનિક પરિબળોનું નિર્મૂલન પણ આવશ્યક છે, જે આવા વલણોને ફેલાવવાનું કારણ બનતા હોય છે. અત્યાચારો અને અન્યાયોનો નિરંતર ઉલ્લેખ, ષડયંત્રોનું અતિશયોક્તિપૂર્ણ રીતે વર્ણન અને પોતાની દરેક નાની-મોટી નબળાઈઓ માટે બીજાઓને અને તેમના કાવતરાઓને જવાબદાર ઠેરવવા, અસત્યની શક્તિને ખૂબ વધારે સમજવી અને સ્વયંને હદથી વધારે અશક્ત અને વિવશ સમજવા, નિ:સહાયતા અને લાચારીનું અવિરત

૮. Ayyan Hirsi Ali : 'Heretic - Why Islam Needs a Reformation Now'4 Harper Collins, New York, 2015, Pages 234-239.

માતમ કરવું – આ બધી વાતોથી એક સામાન્ય નવયુવાનના અંદર અવાસ્તવિક પીડિત ભાવના પોષણ પામે છે. તેને બધા માર્ગો બંધ દેખાવા લાગે છે અને આશાનું કોઈ કિરણ દેખાતું નથી. આવી સ્થિતિમાં હિંસાત્મક વિચારો અને વલણોમાં તે સરળતાથી ગ્રસ્ત થઈ જાય છે.

વૈશ્વિક પરિસ્થિતિનું આ વિશ્લેષણ એટલા માટે કરવામાં આવ્યું છે કે આ પરિસ્થિતિનો ચોખ્ખો પ્રભાવ આપણા દેશ પર પણ પડેલો દેખાય છે. અત્યારે ભારતના મુસલમાનો જે વિરોધી વાતાવરણનો સામનો કરી રહ્યા છે, તે આપણા દેશના વિશિષ્ટ ઐતિહાસિક, સામાજિક અને વૈચારિક પરિપ્રેક્ષ્યથી પણ બળ પ્રાપ્ત કરી રહ્યું છે, અને તે વૈશ્વિક પરિસ્થિતિથી પણ પોષણ મેળવી રહ્યું છે. ગ્લોબલાઈઝેશનના આ યુગમાં દુનિયાનો દરેક દેશ વૈશ્વિક પરિસ્થિતિથી પ્રભાવિત થઈ રહ્યો છે. ભારત તો એક વિશાળ દેશ છે, જે દુનિયાના શક્તિશાળી દેશો સાથે ખૂબ ઘાઢ રીતે જોડાયેલો છે. વધુમાં, આંતરરાષ્ટ્રીય સ્તરે જે શક્તિઓ ઇસ્લામ વિરોધી લહેરનું નેતૃત્વ કરી રહી છે, તેમાં અને આપણા દેશના ઇસ્લામ-દુશ્મનોમાં વધતા ગઠજોડથી પણ દરેક વ્યક્તિ વાકેફ છે. તેથી પરિસ્થિતિની આ વૈશ્વિક દિશાને વિશ્લેષણનો અને વ્યૂહ-રચનાનો આધાર બનાવવું જરૂરી છે.



# ભારતની પરિસ્થિતિ પર એક નજર

જ્યાં સુધી ભારતની પરિસ્થિતિનો સંબંધ છે, એક બાજુ સ્થિતિ એ છે કે આપણો દેશ તીવ્રતાથી પ્રગતિ કરી રહ્યો છે અને અનુમાન છે કે આવનારા દિવસોમાં આપણા દેશનું અને અહીંના નાગરિકોનું આંતરરાષ્ટ્રીય મહત્ત્વ ખૂબ જ વધી જશે. ઈ. ૨૦૨૨ સુધી ભારત વસ્તીની રીતે દુનિયાનો સૌથી મોટો દેશ બની જશે અને પ્રત્યેક પાંચમાંથી એક વ્યક્તિ ભારતીય હશે. ૨૫ ટ્રીલિયન ડૉલર રાષ્ટ્રીય ઉત્પાદનની સાથે આપણું અર્થતંત્ર દુનિયાનું ત્રીજું મોટું અર્થતંત્ર હશે.[૯]

ઈ. ૨૦૩૦ માં દુનિયાની સૌથી વધારે નવયુવા વસ્તી ભારતમાં હશે અને સૌથી વધારે કામ કરવાવાળી વસ્તી (Working Age Population) પણ ભારતમાં હશે. યુરોપ, રશિયા વગેરેની વૃદ્ધ વસ્તીના કારણે પ્રગતિશીલ દુનિયાના અર્થતંત્રનો મોટો ભાગ ભારતીય નિષ્ણાતો અને મજૂરો દ્વારા ચાલશે.[૧૦]

આ બધી બાબતો ભારત અને ભારતીયોના વૈશ્વિક મહત્ત્વ અને પ્રભાવમાં જબરજસ્ત વધારો કરશે.

**આક્રમક અને સંસ્થાગત સાંપ્રદાયિકતા :**

બીજી બાજુ પરિસ્થિતિ એ છે કે આપણો દેશ હાલ તીવ્ર સાંપ્રદાયિક આક્રમકતાના લક્ષ્ય પર છે. હિંદુ કોમવાદ હવે ન કેવળ સત્તાની ભરપૂર શક્તિની સાથે સક્રિય છે, બલ્કે તેની સહાયતા માટે અપાર સામાજિક શક્તિ પણ મોજૂદ છે. આમાં વધારે, જેમ કે નિવેદન કરવામાં આવ્યું કે આ ઘર્ષણને વધારે પીઠબળ પૂરું પાડવા માટે વૈશ્વિક સ્તરે ઇસ્લામ-વિરોધી વાતાવરણ પણ મોજૂદ છે.

આપણા દેશ માટે સાંપ્રદાયિકતા અને કોમવાદી આક્રમકતા કોઈ નવી વસ્તુ

૯. Gros Denial and Alcidi Cinziz (ed.) : 'The Global Economy in 2030 - Trends and Strategies for Europe, Centre for European Policy Studies, Brussels, 2013.

૧૦. ઉપર મુજબ.

નથી. કોમવાદને એક સાધન (Instrument)ના રૂપે લાંબા સમયથી પ્રયુક્ત કરવામાં આવતો રહ્યો છે, અને રાજકીય, સામાજિક અને અન્ય હિતો માટે, ઉપરાંત વાસ્તવિક સમસ્યાઓથી લોકોનું ધ્યાન હટાવવા માટે કોમવાદી ભાવનાઓને ભડકાવવામાં આવતી રહી છે અને કોમી રમખાણો પણ કરાવવામાં આવતા રહ્યા છે. પરંતુ હકીકત એ છે કે અત્યારે જે પ્રકારના કોમવાદનો સામનો છે, તે એટલો સરળ નથી. તેના ઊંડા વૈચારિક આધારો છે અને એ મતમાં વજન છે કે આ એક પ્રકારનો ફાસીવાદ જ છે. સામયિક હેતુઓ અને હિતો પ્રાપ્ત કરવા માટે હંમેશા સામયિક સાધનોનો ઉપયોગ કરવામાં આવતો રહ્યો. કોઈ ઇબાદતગાહની અવમાનના, ક્યાંક મંદિર-મસ્જિદનો પ્રશ્ન, કોઈ યુવતીની છેડતી, ભારત-પાકિસ્તાન ક્રિકેટ મેચ વગેરે જેવી ઘટનાઓ સામાન્ય રીતે કોમવાદી ઉશ્કેરણી માટે પ્રયુક્ત થતી રહી. આ પ્રકારની ઘટનાઓ પર પેદા થતી ઉત્તેજના હંગામી હોય છે. ભાવનાઓને ભડકાવવામાં આવે છે, હિંસાચાર થાય છે, આનાથી અપેક્ષિત ફાયદાઓ પ્રાપ્ત કરી લેવામાં આવે છે. પછી આગ ઠંડી પડી જાય છે અને જીવન રાબેતા મુજબ થઈ જાય છે અને બંને કોમો ફરીથી હળી-મળીને રહેવા લાગે છે. ગત બસો વર્ષોથી કોમવાદી તણાવનો સામાન્ય રીતે આ જ ઇતિહાસ રહ્યો છે. પરંતુ હવે બંને કોમો વચ્ચે અંતર વધારવા માટે સ્થાયી આધારો શોધવામાં આવી રહ્યા છે. ઇતિહાસ અને અભ્યાસક્રમોને નવેસરથી લખવાની મોટી યોજનાઓ કાર્યરત છે. વૈશ્વિક રાજકારણને એક વિશેષ રંગમાં પ્રસ્તુત કરવા માટે મીડિયાની તમામ શક્તિ લગાવવામાં આવી રહી છે. આતંકવાદની ઘટનાઓ પેદા કરવા અને તેને એક ખાસ રંગ આપવા માટે વ્યવસ્થિત અને યોજનાબદ્ધ પ્રયાસો થઈ રહ્યા છે. એવા ઇશ્યૂઝ પેદા કરવામાં આવી રહ્યા છે, જે કોમો વચ્ચે તણાવ અને ખાઈનો સ્થાયી આધાર બની શકે. એવી કોમવાદી ઘટનાઓ બની રહી છે કે, જેના પરિણામે ગામડાઓની ડેમોગ્રાફી બદલવામાં આવી રહી છે. હિંદુઓ અને મુસલમાનો દરમ્યાન સ્થાયી આધાર પર માનસિક અને લાગણીશીલ ભેદભાવ પણ પેદા કરવામાં આવી રહ્યો છે, અને વ્યવહારૂ રૂપે પણ તેમની વસ્તીઓને અલગ-અલગ કરવામાં આવી રહી છે. આનાથી જાણ થાય છે કે કોમવાદ હવે એક મોટો પ્રોજેક્ટ બની ચૂક્યો છે.

હવે દેશના ઘણા વિસ્તારોમાં વ્યવહારૂ રૂપે પરિસ્થિતિ એ છે કે કોમવાદી વિભાજનના કારણે એક જ શહેરમાં રહેવા છતાં બંને કોમોની દુનિયાઓ અલગ-અલગ છે. આ વિભાજન અને સંવાદના અભાવ (Communication Gap)ના પરિણામે એ સ્થિતિ પેદા થાય છે, જેને સોશ્યલ સાયકોલોજીની પરિભાષામાં 'વલણોમાં વિભાજન'

(Attitude Polarisation) કહેવામાં આવે છે. Attitude Polarisation એ છે કે બે જૂથો વિરોધાભાસી વિચારોમાં તીવ્રતાની રીતે એ સ્થિતિએ પહોંચી જાય છે કે પ્રત્યેક દરેક ઘટનાને પોતાના વિચારોની રીતે અર્થ પહેરાવવાનું શરૂ કરે છે. ઠોસ પુરાવાઓનું પણ પોત-પોતાના દૃષ્ટિબિંદુથી અર્થઘટન થવા લાગે છે, અને બંને જૂથોની વચ્ચે સાર્થક સંવાદ અસંભવ બનવા લાગે છે. જેમ કે આતંકવાદના સંદર્ભે અત્યારે પણ સ્થિતિ એ છે કે એક તરફ બિનમુસ્લિમોની વિશાળ બહુમતી છે, જેનો એ વિશ્વાસ છે કે 'દરેક મુસલમાન આતંકવાદી નથી, પરંતુ દરેક આતંકવાદી મુસલમાન છે.' બીજી તરફ મુસલમાનોની વિશાળ બહુમતી છે, જેનો વિશ્વાસ છે કે કોઈ મુસલમાન ગુનેગાર નથી, બધી ઘટનાઓ ષડયંત્ર છે અને સરકાર માત્ર જૂઠ બોલી રહી છે. આ ઝઘડામાં સચ્ચાઈ ક્યાંક અદશ્ય થઈ જાય છે અને કોઈને દેખાતી નથી, અને સચ્ચાઈ પર જ્યારે જાડા પરદાઓ પડી જાય છે, તો પ્રભાવશાળી તત્ત્વો દરેક જૂઠને ખૂબ જ સરળતાથી ફેલાવી શકે છે.

કેટલાક સમાજશાસ્ત્રીઓનો એ વિચાર યોગ્ય લાગે છે કે ભારતમાં કોમવાદની હવે એ જ દિશા છે, જે યુરોપમાં ક્યારેક વંશવાદની હતી. કોમવાદ હવે અમુક વ્યક્તિઓ કે જૂથોની જ માનસિકતા નથી રહી, બલ્કે આ માનસિકતા સમગ્ર વ્યવસ્થામાં ફેલાતી જઈ રહી છે, અને એ પરિસ્થિતિ ઊભી થઈ રહી છે, જેને સંસ્થાગત સાંપ્રદયિકતા (Institutional Communalism) કહેવામાં આવે છે.(૧૧)

સંસ્થાગત સાંપ્રદાયિકતા કે કોમવાદનો અર્થ એ થાય છે કે કોમવાદી માનસિકતા દેશની સિવિલ સર્વિસ, સંસદ અને કાનૂન-ઘડતર સંસ્થાઓ, બ્યૂરોક્રેસી, ન્યાયાલયો, જેલો, પોલીસ અને સુરક્ષા એજન્સીઓ, શિક્ષણ અને જ્ઞાનની સંસ્થાઓ અને સંશોધન કેન્દ્રો, શૈક્ષણિક વ્યવસ્થા, મીડિયા, વેપારી સંસ્થાનો, ત્યાં સુધી કે NGOs (સ્વૈચ્છિક સંસ્થાઓ) અને સિવિલ સોસાયટી સુદ્ધાંમાં ફેલાઈ જાય છે, અને કોમવાદનું નુકસાન કોમવાદી હિંસાની કેટલીક ઘટનાઓ સુધી સીમિત રહેતું નથી, બલ્કે કોમવાદ એક એવી સાર્વત્રિક રાજકીય, સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક શક્તિનું રૂપ ધારણ કરી લે છે, જે નિરંતર વિરોધી જૂથો પર દબાણ બનાવી રાખે છે અને તેમને નુકસાન પહોંચાડતી રહે છે. ગત અમુક વર્ષોથી જે ઘટનાઓ અવિરત બની રહી છે, તેનાથી ખ્યાલ આવે છે કે દેશ આ જ સંસ્થાગત સાંપ્રદાયિકતા તરફ તીવ્રતાથી આગળ વધી રહ્યો છે.

સાંપ્રદાયિકતાની સાથે અને તેને બળ પૂરું પાડનાર એક મોટી સમસ્યા આતંકવાદ

૧૧. Pritam Singh : Institutional Communalism in India - in Economic and Political Weekly, Mumabi, Vol-L No. 28, July 11, 2015.

અને આતંકવાદના આરોપો છે. આ પણ એક વૈશ્વિક સમસ્યા છે, જેની અસરો આપણા દેશ પર પણ છે. પરિસ્થિતિ એ છે કે એક સામાન્ય મુસ્લિમ નવયુવાન ખૂબ જ પરેશાન છે. તેના અંદર અસુરક્ષાની ભાવના છે. પોતાના ભાવિના સંદર્ભમાં તેને જાત-જાતની આશંકાઓ છે. અસુરક્ષાની આ ભાવના ક્યાંક-ક્યાંક નિરાશા અને હતોત્સાહ પણ પેદા કરી દે છે, અને અસુરક્ષાની આ ભાવના એ ભાવનાથી પણ કેટલાય ગણી વધારે ગંભીર છે, જે કોમી રમખાણોના પરિણામે પેદા થતી રહી છે.

આતંકવાદ અને આતંકવાદીઓનો સામનો કરવાના સંદર્ભે જે વાતાવરણ દેશભરમાં ઉત્પન્ન થઈ ચૂક્યું છે, તેના પરિણામ-સ્વરૂપ એ વિચાર પ્રચલિત થઈ ગયો છે કે કોઈપણ મુસ્લિમ નવયુવાનને ગમે ત્યારે ફસાવી શકાય છે, યાતનાગૃહોમાં ભયાનક પીડાઓ અને ત્રાસ આપી શકાય છે અને તેના ભવિષ્યને તબાહ અને તારાજ કરી શકાય છે. આ ભય અને અસુરક્ષાની આ ભાવના ખૂબ જ ખતરનાક વસ્તુ છે. જો આને રોકવામાં નહીં આવે તો તે આપણી પ્રગતિ, આપણા ઉત્સાહ અને ઇરાદાઓ તેમજ સ્પર્ધા કરવાનો ઉમંગ અને આગળ વધવાની ઉત્કંઠાને રોકી શકે છે, આપણી હિંમતને તોડી નાખી શકે છે અને ઇરાદાઓને નિશ્ચેત કરી શકે છે. તેથી હું વારંવાર આપણા નવયુવાન મિત્રોને કહું છું કે - પરાજિત ભાવના અને હતોત્સાહ સૌથી મોટો આતંકવાદ છે, અને સૌથી ભયાનક એન્કાઉન્ટર એ છે જેમાં આપણા ઉત્સાહ અને હિંમતને લક્ષ્ય બનાવવામાં આવે. ધરપકડનો સૌથી ભયાનક પ્રકાર એ છે, જેમાં આપણી આગળ વધવાની સ્પિરિટને બેડીઓ પહેરાવી દેવામાં આવે.

આ પરિસ્થિતિનું એક અન્ય ભયાનક અને અદ્‌ભુત પરિણામ વિચારનો એ ફરક છે, જે સાંપ્રદાયિક આધારો પર મુસ્લિમો અને બિનમુસ્લિમોમાં ઊભો થઈ ગયો છે, અને જેનો આ પહેલાં પણ ઉલ્લેખ થઈ ચૂક્યો છે. કોઈ બાબત અંગે સાંપ્રદાયિક આધારો પર આટલો વિભાજિત વિચાર ક્યારેય નહોતો, જેટલો આજે આતંકવાદની સમસ્યા અંગે છે. દેશના ભાગલા વખતે મુસલમાનોની મોટી સંખ્યા, બલ્કે બહુમતી ભાગલા વિરુદ્ધ હતી. ગુજરાતના કોમી નરસંહારમાં હિંદુ ભાઈઓની નોંધપાત્ર સંખ્યા મુસલમાનો સાથે સમરસ હતી. બાબરી મસ્જિદની શહાદતને પણ હિંદુઓની બહુમતીએ પસંદ કરી નહોતી. પરંતુ હવે આ પરિસ્થિતિ ખૂબ ઝડપથી બદલાતી જઈ રહી છે. આતંકવાદની સમસ્યા પર માત્ર કોમવાદીઓનો જ નહીં, સામાન્ય બિનમુસ્લિમોના વિચાર અને મુસલમાનોના વિચારમાં મોટું અંતર જોવા મળવા લાગ્યું છે. આ ફરક આવી રીતે જ

વધતો જશે તો શું દશ્ય બનશે તેની કલ્પના શરીરના રૂંવાડા ઊભા કરી નાખે છે. આમ, વાસ્તવમાં આપણો સામનો બે મોટા આતંકવાદીઓથી છે. એક આતંકવાદી એ છે જે આપણી હિંમતો, ઉત્કંઠાઓ અને જીવવાની ઉમંગોને કચડી નાખવા તૈયાર છે, અને એક આતંકવાદી એ છે જે આપણને આખા દેશથી કાપી નાખવા માગે છે, પોતાના જ દેશમાં આપણને નકામા બનાવી નાખવા માગે છે, જે લોકોની સાથે આપણે સદીઓથી હળી-મળીને રહેતા આવ્યા છીએ, તેમની નજરોમાં આપણને હંમેશ માટે નફરતને લાયક બનાવી નાખવા માગે છે. બૉંબ-ધડાકાઓમાં અમુક નિર્દોષ લોકો મરે છે, એન્કાઉન્ટરોમાં મરનારાઓની સંખ્યા થોડીક હોઈ શકે છે, જેલોમાં અમુક નિર્દોષો બરબાદ થઈ શકે છે. આ થોડાક લોકોની બરબાદી અને તેમનું નુકસાન પણ ખૂબ પીડાદાયક છે, પરંતુ આ બે આતંકવાદીઓ તો આખા દેશનો વિનાશ કરી રહ્યા છે. તેમનો ઉપદ્રવ કોઈ વિસ્તાર સુધી સીમિત નથી, બલ્કે સમગ્ર દેશને પોતાની લપેટમાં લઈ રહ્યો છે. તેનો વિનાશ માત્ર આપણી પેઢીઓ સુધી મર્યાદિત નથી, બલ્કે આગામી પેઢીઓના જીવન પણ તેનાથી ત્રાહિમામ બની શકે છે. આ બગાડ અને ઉપદ્રવ ઇતિહાસના પ્રવાહને પ્રભાવિત કરી રહ્યો છે. તેથી તેના પર ગંભીરતાપૂર્વક વિચારવાની જરૂર છે કે તેનો સામનો કેવી રીતે કરવામાં આવે અને કેવી રીતે તેના વિનાશને અટકાવી શકાય ?

**મુસલમાનોની સામાજિક નબળાઈઓ :**

આ બધા પાસાઓની સાથે મુસલમાનોની ગરીબી, મીડિયામાં તેમના અવાજનો અભાવ, શક્તિ-કેન્દ્રો અને સત્તા-કેન્દ્રોમાં તેમનું ખૂબ જ નહિવત પ્રતિનિધિત્વ, તેમનું રાજકીય રીતે નિષ્પ્રભાવી હોવું, શિક્ષણ અને સાક્ષરતાની કમી, દીનથી અનભિજ્ઞતા અને યોગ્યતાઓનો અભાવ તેમજ આ બધાના પરિણામે સમાજ માટે તેમનું અસ્તિત્વ એક ધરોહર (Asset)ના બદલે એક બોજ (Liability) બની જવું, અર્થાત્ મુસલમાનોની એકંદરે સામાજિક નબળાઈઓ તેમના દુશ્મનોની શક્તિમાં ઘણી રીતે વધારો કરી દે છે. આ સ્થિતિ મુસલમાનોને એકંદરે કમજોર (Vulnerable) બનાવી નાખે છે અને તેમની રક્ષાત્મક યોગ્યતાઓને નબળી કરી નાખે છે, જેના પરિણામે તેઓ પોતાના વિરુદ્ધ થઈ રહેલી ચોતરફી કાર્યવાહીઓની ન તો નોંધ લઈ શકે છે અને ન તેમનો સામનો કરી શકે છે. તેના સામે આ સામાજિક નબળાઈઓના કારણે તેઓ અમુક સ્વરૂપોમાં જાણી-જોઈને અને મોટાભાગે જાણ્યા-સમજ્યા વગર પોતાના દુશ્મનોના હાથા બની જાય છે. અણસમજ, મૂર્ખતા અને લાગણીઓમાં વહીને એવા પગલા ભરવા લાગે છે, જેનાથી

સાંપ્રદાયિક લોકો અને કોમવાદીઓ માટે તેમના હેતુઓની પૂર્તિ સરળ થઈ જાય છે; અને પછી, મુસલમાનોનું આ પતન સામાન્ય લોકો માટે પણ તેમનાથી ભયભીત થવાનું કારણ બને છે. સામાજિક પતનની સાથે નૈતિક સમસ્યાઓ અને ગુનાઓનો ઊંડો સંબંધ હોય છે. તેમના મામૂલી ગુનાને પણ અતિશયોક્તિની સાથે પ્રસ્તુત કરવા તેમજ તેને સ્ટીરિયો-ટાઈપ કરીને તમામ મુસલમાનોને બદનામ કરવાનું સાધન બનાવવા મીડિયાની મોટી શક્તિ લાગેલી તો છે જ. દીનથી તેમની અનભિજ્ઞતા અને તેના પર અમલ ન કરવાને કારણે ઇસ્લામનો હકારાત્મક પરિચય નથી થઈ શકતો. આમ, મુસલમાનોની સામાજિક પડતી તેમની સમસ્યાઓની ગંભીરતાને ઘણી હદે વધારી દે છે.

આ એ પરિસ્થિતિનું સંક્ષિપ્ત વિશ્લેષણ છે, જેનો ભારતના મુસલમાનોને સામનો છે. આ પરિસ્થિતિમાં આપણે આપણી પ્રતિક્રિયા અને યોગ્ય કાર્ય-પદ્ધતિ ઘડવાની છે.



# કઠિન પરીક્ષાની સ્થિતિ અને કોમોની પ્રતિક્રિયા

મૌલાના અબૂલ હસન અલી નદવી રહ. કહે છે :

"દુનિયાની દરેક કોમ મુશ્કેલીઓ અને પરીક્ષાઓના તબક્કામાંથી પસાર થાય છે. માર્ગની મુશ્કેલીઓ અને સમયની પરીક્ષાઓ તેના અસ્તિત્વની યોગ્યતાની કસોટી હોય છે, જે તેની પ્રાકૃતિક યોગ્યતાઓ અને છુપાયેલ શક્તિઓને જીવન બક્ષે છે. કોમોના જીવનમાં જટિલતાઓ અને મુશ્કેલીઓ 'જીવન-અમૃત'ની અસર રાખે છે તેમજ ઉન્નતિ અને સફળતાની યાત્રામાં પ્રેરણાનું કામ કરે છે. જે કોમોએ ક્યારેય મુશ્કેલીઓ અને મુસીબતોનો સામનો નથી કર્યો તેનામાં ન તો સ્થિતિની સુધારણાનો ઉમંગ હોય છે, ન આત્મ-વિશ્વાસનો ગુણ, બલ્કે ધીમે-ધીમે તે પ્રમાદ અને અત્યાનંદ, ગફલત અને જડતાનો ભોગ બનીને ધરતી પરથી નષ્ટ થઈ જાય છે."(૧૨)

આપણા માટે ખરી કસોટી એ જ છે કે અત્યારે જે પરિસ્થિતિનો આપણને સામનો છે, તેને આપણે 'જીવન-અમૃત'માં બદલી નાખીએ અને એ વાતને વિશ્વસનીય બનાવીએ કે આ પરિસ્થિતિની કૂખેથી પુનરુત્થાન જન્મ લે.

**મુશ્કેલ પરિસ્થિતિઓ કેમ પેદા થાય છે ?**

કુર્આન-મજીદ કઠિન પરિસ્થિતિઓના ઉદ્દેશ્ય પર વિસ્તૃત પ્રકાશ નાખે છે. કુર્આન-મજીદના અધ્યયનથી જાણ થાય છે કે કોમો અને મુસ્લિમ સમુદાયો પર મુશ્કેલ પરિસ્થિતિઓના ચાર મુખ્ય કારણો હોય છે :

પહેલું કારણ એ હોય છે કે મુશ્કેલ પરિસ્થિતિઓ અગાઉની સામૂહિક ભૂલો અને ગુનાઓની સજા હોય છે.

وَمَآ اَصَابَكُمْ مِّنْ مُّصِيْبَةٍ فَبِمَا كَسَبَتْ اَيْدِيْكُمْ وَيَعْفُوْا عَنْ كَثِيْرٍ ۝

૧૨. મૌલાના અબૂલ હસન અલી નદવી રહ. : 'હિંદુસ્તાની મુસલમાન - એક તારીખી જાયઝા ઔર મૌજુદા સૂરતેહાલ કી અક્કાસી', મજલિસ તેહકીકાત વ નશરિયાતે ઈસ્લામ, લખનઉ, ૧૯૯૨, પૃ.૧૮.

''તમારા પર જે મુસીબત પણ આવી છે, તમારા પોતાના હાથોની કમાણીથી આવી છે, અને કેટલીય ભૂલોને તે આમ જ માફ કરી દે છે.''(૧૩)

કુર્આન-મજીદે આ વાતને ઐતિહાસિક દલીલોના સંદર્ભથી પણ દર્શાવી છે.

وَضَرَبَ اللّٰهُ مَثَلًا قَرْيَةً كَانَتْ اٰمِنَةً مُّطْمَئِنَّةً يَّاْتِيْهَا رِزْقُهَا رَغَدًا مِّنْ كُلِّ مَكَانٍ فَكَفَرَتْ بِاَنْعُمِ اللّٰهِ فَاَذَاقَهَا اللّٰهُ لِبَاسَ الْجُوْعِ وَالْخَوْفِ بِمَا كَانُوْا يَصْنَعُوْنَ ۝

''અલ્લાહ એક વસ્તીનું ઉદાહરણ આપે છે. તે શાંતિ અને સંતોષનું જીવન વીતાવી રહી હતી અને દરેક બાજુથી તેને પુષ્કળ રોજી પહોંચી રહી હતી કે તેણે ને'મતો (કૃપાઓ)નો ઇન્કાર કરવાનું શરૂ કરી દીધું, ત્યારે અલ્લાહે તેના રહેવાસીઓને તેમના કરતૂકોની એ મજા ચખાડી કે ભૂખ અને ભયની મુસીબતો તેમના પર છવાઈ ગઈ.''(૧૪)

બીજું કારણ એ હોય છે કે કઠિન પરિસ્થિતિઓ ચેતવણી રૂપે પેદા કરવામાં આવે છે. ઉદ્દેશ્ય સચેત કરવાનો અને વૉર્નિંગ આપવાનો હોય છે. અલ્લાહ તઆલા ઇચ્છે છે કે પરિસ્થિતિની કઠિનાઈ આપણને જાગૃત કરે, આપણી ગફલત દૂર થાય, આપણે સાવધાન થઈને ઊભા થઈ જઈએ અને પોતાની સામૂહિક ભૂલો તરફ ધ્યાન આપીએ.

اَوَلَا يَرَوْنَ اَنَّهُمْ يُفْتَنُوْنَ فِيْ كُلِّ عَامٍ مَّرَّةً اَوْ مَرَّتَيْنِ ثُمَّ لَا يَتُوْبُوْنَ وَلَا هُمْ يَذَّكَّرُوْنَ ۝

''શું આ લોકો જોતા નથી કે દર વર્ષે એક-બે વાર આ લોકોને પરીક્ષામાં નાખવામાં આવે છે? પરંતુ તેના પર પણ ન તૌબા (પ્રાયશ્ચિત) કરે છે, ન કોઈ બોધપાઠ ગ્રહણ કરે છે.''(૧૫)

وَقَطَّعْنٰهُمْ فِي الْاَرْضِ اُمَمًا ۚ مِنْهُمُ الصّٰلِحُوْنَ وَمِنْهُمْ دُوْنَ ذٰلِكَ ۡ وَبَلَوْنٰهُمْ بِالْحَسَنٰتِ وَالسَّيِّاٰتِ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ۝

૧૩. સૂરઃ શૂરા, આ.૩૦, અનુ. : મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી રહ.
૧૪. સૂરઃ નહલ, આ.૧૧૨, અનુ. : મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી રહ.
૧૫. સૂરઃ તૌબા, આ.૧૨૬, અનુ. : મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી રહ.

''અમે તેમને ધરતીમાં ટુકડા-ટુકડા કરીને અસંખ્ય કોમોમાં વહેંચી નાખ્યા. કેટલાક લોકો તેમાં સદાચારી હતા અને કેટલાક તેનાથી જુદા, અને અમે તેમને સારી અને ખરાબ પરિસ્થિતિઓથી પરીક્ષામાં નાખતા રહ્યા કે કદાચ તેઓ પાછા ફરે.''(૧૬)

પરિસ્થિતિની સખ્તાઈનું ત્રીજું મુખ્ય કારણ એ હોય છે કે અલ્લાહ તઆલા પોતાના સદાચારી બંદાઓને તેના દ્વારા અજમાવે છે. કઠિન પરિસ્થિતિ જોઈને મુનાફિકો (દંભીઓ) અલગ થઈ જાય છે, નબળા ઈમાનવાળા અને અપરિપકવ ચરિત્રના લોકો છંટાઈ જાય છે, અને પરિપકવ ચરિત્ર ધરાવતા ઈમાનવાળાઓનો સમૂહ મુનાફિકોથી અલગ થઈને વધારે મજબૂત અને દૃઢ બની જાય છે.

إِن يَمْسَسْكُمْ قَرْحٌ فَقَدْ مَسَّ الْقَوْمَ قَرْحٌ مِّثْلُهُ ۚ وَتِلْكَ الْأَيَّامُ نُدَاوِلُهَا
بَيْنَ النَّاسِ وَلِيَعْلَمَ اللَّهُ الَّذِينَ آمَنُوا وَيَتَّخِذَ مِنكُمْ شُهَدَاءَ ۗ وَاللَّهُ لَا
يُحِبُّ الظَّالِمِينَ ۝ وَلِيُمَحِّصَ اللَّهُ الَّذِينَ آمَنُوا وَيَمْحَقَ الْكَافِرِينَ ۝

''અત્યારે જો તમને ઘા વાગ્યો છે, તો આનાથી પહેલા આવો જ ઘા તમારા વિરોધી પક્ષને પણ વાગી ચૂક્યો છે. આ તો જમાનાની ચડતી-પડતી છે, જેને અમે લોકો દરમ્યાન ફેરવતા રહીએ છીએ. તમારા પર આ સમય એટલા માટે લાવવામાં આવ્યો છે કે અલ્લાહ જોવા માગે છે કે તમારામાં સાચા મોમિન કોણ છે, અને એ લોકોને છાંટી લેવા માગતો હતો, જેઓ ખરેખર (સચ્ચાઈના) સાક્ષી હોય, કેમ કે અત્યાચારી લોકોને અલ્લાહ પસંદ કરતો નથી, અને તે આ પરીક્ષા દ્વારા મોમિનોને અલગ છાંટીને કાફિરોનું માથું કચડી નાખવા માગતો હતો.''(૧૭)

અને, ચોથી મહત્ત્વની વાત કુર્આન-મજીદ એ પણ કહે છે કે ક્યારેક પરિસ્થિતિની કઠિનાઈ અલ્લાહના કોઈ મોટા હેતુ અને કોઈ છૂપી સ્કીમનો ભાગ હોય છે. બાહ્ય રીતે આપણે જે વસ્તુને મુસીબત સમજીએ છીએ તે મહાન સફળતાઓની સીડી હોય છે. જે રીતે એક નિર્દોષ બાળકને સમજમાં નથી આવતું કે તેની મહેરબાન માતા શા માટે એક જાલિમ ડૉક્ટરની મદદથી તેને અત્યંત પીડાદાયક ઇંજેક્શન અપાવી રહી છે, એ જ રીતે

૧૬. સૂરઃ આ'રાફ, આ. ૧૬૮, અનુ. : મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી રહ.
૧૭. સૂરઃ આલે ઇમરાન, આ.૧૪૦-૧૪૧, અનુ. : મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી રહ.

આપણા સામે કઠિન પરિસ્થિતિનું માત્ર બાહ્ય પાસું હોય છે, જ્યારે કે અલ્લાહ તૂઆલા આ હંગામી તકલીફને કોઈ મોટા આનંદદાયક પરિવર્તનનું માધ્યમ બનાવવા માગે છે.

وَعَسٰۤى اَنْ تَكْرَهُوْا شَيْـًٔا وَّهُوَ خَيْرٌ لَّكُمْ ۚ وَعَسٰۤى اَنْ تُحِبُّوْا شَيْـًٔا وَّهُوَ شَرٌّ لَّكُمْ ؕ وَاللّٰهُ يَعْلَمُ وَاَنْتُمْ لَا تَعْلَمُوْنَ ۟

''બની શકે છે કે એક વસ્તુ તમને અપ્રિય હોય અને એ જ તમારા માટે સારી હોય અને બની શકે છે કે એક વસ્તુ તમને પસંદ હોય અને એ જ તમારા માટે ખરાબ હોય. અલ્લાહ જાણે છે, તમે નથી જાણતા.''(૧૮)

અલ્લાહ તૂઆલાએ એક આંધળા અને દેખીતી રીતે ગોઝારા કૂવાની સીડીથી સૈયદના યૂસુફ અલૈ.ને મિસર (ઇજિપ્ત)ના તાજ અને તખ્ત સુધી પહોંચાડી દીધા હતા.

اِنَّ رَبِّيْ لَطِيْفٌ لِّمَا يَشَآءُ ؕ اِنَّهٗ هُوَ الْعَلِيْمُ الْحَكِيْمُ ۝

''હકીકત એ છે કે મારો રબ અનુભવી ન શકાય એવી યુક્તિઓથી પોતાની મરજી પૂરી કરે છે. નિઃશંક, તે સર્વજ્ઞ અને તત્ત્વદર્શી છે.''(૧૯)

મોટાભાગના પ્રસંગોમાં આ ચારેય હેતુઓ એકી સાથે કાર્યરત હોય છે. કઠિન પરિસ્થિતિ આપણી અગાઉની ભૂલોની સજા અને તેનો કફ્ફારો (પ્રાયશ્ચિત) પણ હોય છે, વૉર્નિંગ અને તાકીદ પણ હોય છે, ઈમાનવાળાની પરીક્ષા મુનાફિકોને અલગ કરી દેવાનું સાધન પણ બનતી હોય છે, અને પછી છેવટે આ જ કઠિન પરિસ્થિતિ 'જીવન-અમૃત' બને છે અને એક નવા પ્રભાતના ઉદયમાન થવાનું માધ્યમ બને છે. પરંતુ આવું ત્યારે થાય છે, જ્યારે આવી પરિસ્થિતિ પર આપણી પ્રતિક્રિયા કુર્આનની શિક્ષાઓ અનુસાર યોગ્ય અને સંતુલિત પ્રતિક્રિયા હોય.

**ત્રણ પ્રકારની પ્રતિક્રિયા :**

ઐતિહાસિક તથ્યો અને સામૂહિક મનોવિજ્ઞાનના દૃષ્ટિકોણો બતાવે છે કે નિષ્ફળતાઓ અને સામૂહિક કે સાર્વત્રિક નુકસાન અને આઘાત ત્રણ પ્રકારની પ્રતિક્રિયાઓ કોમોમાં પેદા કરે છે.

એક પ્રતિક્રિયા ભય, નિરાશાવાદ, હતોત્સાહ, ભાંગી પડવું અને સંપૂર્ણ પીછેહઠ જેવી માનસિકતાના સ્વરૂપે આવે છે. આ પ્રતિક્રિયા 'સમાધાન', 'પરિસ્થિતિ સાથે

૧૮. સૂરઃ બકરહ, આ. ૨૧૬, અનુ. : મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી રહ.
૧૯. સૂરઃ યૂસુફ, આ.૧૦૦, અનુ. : મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી રહ.

સાનુકૂળતા', 'રસ્તો શોધવો કે કાઢવો' વગેરે જેવા ઉત્સાહવર્ધક નામોની સાથે પ્રગટ થાય છે. એકાએક સારા અને ખરાબના માપદંડો બદલાઈ જાય છે. અશુભ અચાનક શુભ બની જાય છે. જે સિદ્ધાંતો માટે લોકોએ લાંબી-લાંબી લડાઈઓ લડી હતી, હવે સ્વયં પોતાના હાથે એ સિદ્ધાંતોને દફન કરવા માટે તૈયાર થઈ જાય છે. શક્તિના નિર્ધારિત કરેલ પરિણામોમાં તે પોતાને ઢાળી દે છે, અને સંપૂર્ણપણે સમર્પિત થઈને પોતાના માટે આશ્રય-સ્થાન શોધી લે છે. આ જ પ્રતિક્રિયાએ ઈસ્લામી ઈતિહાસમાં 'મુરજિઆહ'ના ફિરકાને જન્મ આપ્યો અને આધુનિક પશ્ચિમી સામ્રાજ્યના યુગમાં પ્રકૃતિવાદીઓનો વર્ગ અને વિચાર પણ આ જ પ્રકારની પ્રતિક્રિયાની ઉપજ છે. ભારતના બદલાતી જતી પરિસ્થિતિમાં આ પ્રતિક્રિયાના સ્પષ્ટ સંકેતો ઠેક-ઠેકાણે મુસ્લિમ સમુદાયમાં દેખાવા લાગ્યા છે.

બીજી પ્રતિક્રિયા અંતિમવાદી વિચારસરણી અને વર્તન, આંધળી લાગણીશીલતા, વૈચારિક અને બૌદ્ધિક જડતા, દીર્ઘદષ્ટિવિહિન અને અવિચારી તીવ્ર વિરોધ, અને ક્યારેક હિંસા અને જંગલીપણા જેવું વર્તન-વ્યવહાર અપનાવે છે; તથા સંકલ્પ, સાહસ અને હિંમતના મનમોહક નામો ધારણ કરે છે. પસંદ અને નાપસંદની તીવ્રતા તથ્યો અને ઘટનાની મૂળ હકીકતો પર પરદો નાખી દે છે. પક્ષપાત આંખોને આંધળી કરી નાખે છે. અણગમતા વ્યક્તિઓની કોઈ વાત સારી નથી લાગતી. તેમની સારી વાતોમાં પણ ષડયંત્રની દુર્ગંધ આવે છે. વિરોધ અને મતભેદનું ઝનૂન વ્યવહારૂ સચ્ચાઈઓથી સંપૂર્ણપણે ગાફેલ કરી નાખે છે. ઈસ્લામી ઈતિહાસમાં 'ખ્વારિજ'નો ફિરકો આ પ્રકારની પ્રતિક્રિયાની ઉપજ હતો. આ જ પ્રતિક્રિયા વિરુદ્ધ મૌલાના મૌદૂદી રહ.એ જનાબ કાસિમ રીઝવીને સચેત કર્યા હતા અને આ જ પ્રતિક્રિયાએ આજે સમગ્ર વિશ્વમાં મનુષ્યોની એક મોટી આબાદીમાં ઈસ્લામ વિશે ભય પેદા કર્યો છે.

આ બાહ્ય રૂપે બે ભિન્ન અને વિરોધી વર્તન છે, પરંતુ બંને તીવ્ર નિરાશા અને નકારાત્મક વિચારની ઉપજ છે અને બંને આત્મ-હત્યાના માર્ગો છે.

ત્રીજી પ્રતિક્રિયા એ છે જેને આધુનિક મનોવિજ્ઞાનમાં Resilience (શારીરિક કે માનસિક સ્થિતિસ્થાપકતા) કહેવામાં આવે છે. 'સ્થિતિસ્થાપકતા' એ છે કે તમને દબાવવામાં આવે તો તમે સ્પ્રિંગની જેમ અને બળપૂર્વક બાઉન્સ-બેક કરો. (ઉછળીને ફરી પાછા ઉછળો).[૨૦]

૨૦. Darlyne G. Nemeth and Traci Olivier : 'Innovative Approaches to Individual and Community Resilience, Academic Press, London, 2017.

Resilience (સ્થિતિસ્થાપકતા)માં આઘાતજનક કે અપ્રિય ઘટના કોમોની છૂપી સર્જનાત્મક શક્તિઓને જીવંત કરે છે. પોતાના સિદ્ધાંતોથી ઊંડો સંબંધ તેમજ ઈમાન અને દૃઢતાની સાથે જ્યારે હકારાત્મક વિચારસરણી, આશાવાદ, સાહસિક વૃત્તિ, લાગણીઓ પર કાબૂ જેવી વિશેષતાઓનો મેળાપ થાય છે, તો શારીરિક-માનસિક સ્થિતિસ્થાપકતાનું વલણ જન્મ લે છે. 'સ્થિતિસ્થાપકતા'નું વલણ ત્રણ રીતે કોમો માટે પ્રગતિ અને ઉન્નતિના નવા માર્ગો ખોલવાનું માધ્યમ બને છે.

સૌપ્રથમ વાત તો એ છે કે નિષ્ફળતાઓ અને ભાવનાત્મક આઘાતો જીવંત કોમોને ચોંકાવીને જાગૃત કરે છે. તેમના માટે ફીડ-બેક ઉપલબ્ધ કરે છે, જેના પ્રકાશમાં તેઓ પોતાનું અવલોકન કરે છે, પોતાની નબળાઈઓની સમજ પ્રાપ્ત કરે છે અને તેનાથી છુટકારો મેળવવા સંઘર્ષ કરે છે. સામાન્ય પરિસ્થિતિ આપણને આપણી નબળાઈઓ તરફ ધ્યાન કરવાની તક આપતી નથી, પરંતુ પરિસ્થિતિની કઠિનાઈ આપણને વિવશ કરે છે કે આપણે આપણું નિરીક્ષણ કરીએ, પોતાની નબળાઈઓથી વાકેફ થઈએ અને તેમને દૂર કરવાની ચિંતા કરીએ. આપણે આપણી નિષ્ફળતાઓને એક બોધપાઠ સમજીએ છીએ અને આપણી સામૂહિક વિશેષતાઓ, વિચાર અને ધારણા, વ્યવહારૂ રીતભાત, કાર્ય-શૈલી બધા પર પુનઃ દૃષ્ટિપાત કરીએ છીએ. જે બાબતોને પરિસ્થિતિએ ખોટી પુરવાર કરી, તેનાથી પીછો છોડાવવા તરફ ધ્યાન આપીએ છીએ.

બીજી વાત એ છે કે પરિસ્થિતિની કઠિનાઈ Status quo (યથાસ્થિતિ કે પૂર્વસ્થિતિ)ને તોડે છે. દૃઢ સાંસ્કૃતિક આધારો પર સ્થાપિત થનારી કોમો અને સમૂહોની પાસે એક મજબૂત યથાસ્થિતિ (Status qou) હોય છે. આનો ફાયદો એ હોય છે કે તે કોમને આધારો ઉપલબ્ધ કરાવે છે. પરંતુ નુકસાન એ હોય છે કે તેના પરિણામે નવા પડકારોનો સામનો કરવો મુશ્કેલ બની જાય છે. સામાન્ય પરિસ્થિતિમાં એ ખૂબ જ મુશ્કેલ હોય છે કે યથાસ્થિતિથી હટીને કોઈ ઉપાય કરવામાં આવે. આમ, સામાન્ય પરિસ્થિતિમાં કોમો સામાન્ય રીતે પોતાની પ્રાચીન પરંપરાઓ, પ્રાચીન ઉપાયો અને પ્રાચીન માપદંડો સાથે આગ્રહપૂર્વક જોડાયેલી રહે છે. તે નવા માર્ગો અને નવી પદ્ધતિઓ અપનાવવા માટે તૈયાર નથી હોતી. ઇજ્તિહાદી (અર્થઘટનાત્મક સઘન પ્રયાસો)ના આત્માનો અભાવ અને તેનું નબળું થઈ જવું દરેક યુગમાં મુસલમાનોના પતન અને તેની નબળાઈનું એક મોટું કારણ રહ્યું છે. પરિસ્થિતિની કઠિનાઈ યથાસ્થિતિમાંથી નીકળવા માટે વિવશ કરે છે. મુશ્કેલ પરિસ્થિતિ કોમોને પડકારોની એક નવી દુનિયામાં લઈ આવે

છે. તેમના મનો-મસ્તિષ્કને ખોલે છે. તેમની માનસિક શક્તિને 'બૉક્સ'થી કાઢીને 'આઉટ ઑફ બૉક્સ' વિચારવા માટે મજબૂર કરે છે.

ત્રીજી વાત એ છે કે પરિસ્થિતિની કઠિનાઈ આપણી સૂતેલી શક્તિને જગાડે છે. આપણી શક્તિઓ, સામર્થ્ય અને યોગ્યતાઓને અનેક ગણી વધારે દે છે. મનોવિજ્ઞાનનો પ્રચલિત નિયમ છે કે તીવ્ર જોખમ વ્યક્તિની શક્તિઓને અચાનક વધારી દે છે. જો અચાનક સામે વાઘ આવી જાય તો વ્યક્તિ જેટલી ગતિથી દોડશે, તે સામાન્ય સંજોગોમાં તેની વધારેમાં વધારે ગતિથી કેટલીય ગણી વધારે હશે. આ જ સ્થિતિ કોમો અને સમૂહોની પણ હોય છે. સામાન્ય સંજોગોની તુલનાએ કઠિન સંજોગોમાં તેમની શક્તિઓ અચાનક વધી જાય છે. નવા પડકારો તેમના વૈચારિક અને વ્યવહારૂ સામર્થ્યને નવું જીવન પ્રદાન કરે છે. તેમનામાં નવું, એકદમ તાજું અને સક્રિય નેતૃત્વ સંવર્ધન પામે છે, અને અમલના નવીન માર્ગો સુઝાડે છે. આમ, નિષ્ફળતા એક તક (Opportunity) બની જાય છે.

દુનિયાના ઇતિહાસના પ્રસિદ્ધ વિશ્લેષક પ્રોફેસર ટૉયન્બીએ સભ્યતાઓની ઉન્નતિનું પ્રેરક જ એ ઠરેવેલ છે કે કઠિન પરિસ્થિતિ અને પડકાર એક નાનકડા સમૂહની સર્જનાત્મક શક્તિઓને જગાવે છે. તે વૈયક્તિક મનોરથો અને હેતુઓની સાથે આગળ વધે છે. નવી શક્તિ અને સામર્થ્ય તેમજ અનોખા વિચાર અને હેતુઓના કારણે દુનિયાને પોતાના તરફ આકર્ષે છે, અને એ રીતે ઉન્નતિના સફરનો આરંભ થાય છે.[૨૧]

આમ, તાતારીઓના પ્રચંડ હુમલાએ મૂર્તિઘરોમાંથી કાબાના રક્ષકો ઉપલબ્ધ કરાવ્યા, પશ્ચિમની આંધીએ મુસલમાનોને મુસલમાન કરી નાખ્યા. હૉલોકાસ્ટ પછી યહૂદીઓ દુનિયા પર છવાઈ ગયા. હીરોશીમાના ખંડેરોમાં ઔદ્યોગિક સુપર પાવરે જન્મ લીધો. ઇસ્લામી ઇતિહાસની સૌથી ખરાબ ગુલામીની છાયામાં પુનરુત્થાનના અત્યંત વ્યાપક આંદોલને માથું ઉંચક્યું.

આમ, પરિસ્થિતિની કઠિનાઈને જોવાની એક દૃષ્ટિ, બલ્કે મોમિનો જેવી દૃષ્ટિ એ છે કે આપણે પ્રકૃતિના સંકેતને સમજીએ. તેને એક ઝળહળતા ભાવિની શુભસૂચના સમજીએ. કોઈ ચેમ્પિયનશીપની ફાઈનલ સ્પર્ધા પહેલા જે રીતે કોચ ટીમને ખૂબ જ મુશ્કેલ અભ્યાસમાંથી પસાર કરે છે, એ જ રીતે અલ્લાહ તઆલા પણ કોમોને મોટી

૨૧. Arnold J. Toynbee : 'A study of History'4 Volume-1, Oxford University Press, London, 1935, Pages 183, 334.

જવાબદારીઓ આપતા પહેલાં મુશ્કેલ પરિસ્થિતિઓમાંથી પસાર કરે છે. પરંતુ આ કઠિન અભ્યાસ નબળાઈઓને દૂર કરવા માટે હોય છે, સ્વયંને વધારે ઉત્તમ બનાવવા માટે હોય છે, યોગ્યતાઓને વધારે વિકસિત કરવા માટે હોય છે. આ અભ્યાસના ઉદ્દેશ્ય પર જો ટીમની નજર હોય અને એ ઉદ્દેશ્યોને તેઓ બરાબર પ્રાપ્ત કરે, તો પછી તેઓ વર્લ્ડ ચેમ્પિયન બનીને નીકળે છે.

ભારતીય મુસલમાનો માટે ખરો પડકાર હવે એ જ છે કે તે આ બદલાયેલ પરિસ્થિતિમાં Resilience (સ્થિતિસ્થાપકતા)નું પ્રદર્શન કરે અને તેનો ઉપયોગ ઉમ્મતની સર્જનાત્મક યોગ્યતાઓને નવજીવન બક્ષવા માટે કરે. વર્તમાન કઠિન પરિસ્થિતિમાં ઉપરોલ્લેખિત ત્રણેય પ્રકારની પ્રતિક્રિયાઓની સંભાવના છે અને ત્રણેયના સંકેતો અને ચિહ્નો દેખાઈ રહ્યા છે. પહેલી બે પ્રતિક્રિયાઓ વિનાશ અને આત્મહત્યાના માર્ગો છે અને ત્રીજી પ્રતિક્રિયા ઉન્નતિ અને સર્વોચ્ચતાનો માર્ગ છે. એ આપણા નેતૃત્વ, બુદ્ધિજીવીઓ અને સમજદાર લોકોની જવાબદારી છે કે તેઓ સાવધાનીપૂર્વક આ ત્રીજી પ્રતિક્રિયાને વિશ્વસનીય બનાવે. પરિસ્થિતિએ આપણને 'પુલ-સિરાત' પર ઊભા કરી દીધા છે. વાળથી વધારે સૂક્ષ્મ અને તલવારથી વધારે તેજ ! થોડાક ડાબી બાજુ ઝુકીએ તો દંભ, પાખંડ અને સમાધાનવૃત્તિ, વશ થઈ જવું, હાર અને નિરાશાની વિનાશક ખાઈ છે અને થોડા જમણી બાજુ ઝુકીએ તો અંતિમવાદ, હિંસાત્મક વલણ, જડતા અને ઝનૂનની ખાઈ છે. આ બંને વચ્ચે સંતુલિત અને મધ્યવર્તી સૂક્ષ્મ માર્ગ, વાળથી વધારે સૂક્ષ્મ અને તલવારથી વધારે તેજ છે. આ જ સ્થિતિસ્થાપકતા છે, અને આપણા ભાવિનો આધાર આ જ સૂક્ષ્મ માર્ગની ઓળખ અને તેના પર મજબૂતીથી પોતાના કદમોને જમાવી દેવું છે. એ આપણા આલિમો, બુદ્ધિજીવીઓ, આગેવાનો, જમાઅતો, પ્રવચનકારો અને લેખકો બધાની જવાબદારી છે કે આમાં ઉમ્મતની સહાયતા કરે. પળવારની ગફલત આપણને ડાબી બાજુ કે જમણી બાજુ પાડીને નષ્ટ-વિનષ્ટ કરી શકે છે.

رفتم کہ خار از پا کشم محمل نہاں شد از نظر    یک لحظہ غافل گشتم وصد سالہ راہم دور شد

(મેં થોભીને મારા પગમાંથી કાંટો કાઢવાનું ઇચ્છયું અને કોઈની નીચી નજરથી અંજાઈ ગયો, હું એક પળ માટે ગાફેલ થયો અને માર્ગથી એકસો વર્ષ દૂર થઈ ગયો.)

**તંદુરસ્ત સામૂહિક માનસિકતા :**

સ્થિતિસ્થાપક કે લચકદાર વલણની મોટી આવશ્યકતા એ છે કે આપણી અને

વિશેષરૂપે આપણા નવયુવાનોની માનસિકતા તંદુરસ્ત રહે; જેમ કે નિવેદન કરવામાં આવ્યું, કઠિન પરિસ્થિતિમાં મોટો ભય એ વાતનો હોય છે કે ક્યાંક સામૂહિક હતાશાના આપણે ભોગ ન બની જઈએ. આપણી હતાશા ઇસ્લામ અને મુસલમાનોના દુશ્મનોની સૌથી મોટી સફળતા હશે. જો આપણે આપણને સુરક્ષિત રાખવા માગીએ છીએ, તો સૌપ્રથમ હતાશા, નિરાશા તેમજ ભય અને આતંકથી બચવાનું છે અને આખી ઉમ્મતને બચાવી રાખવી પડશે. નિરાશા અને ભયની સ્થિતિમાં આપણે કંઈ કરી શકતા નથી, અને કંઈ ન કરવું આપણા માટે પ્રાણઘાતક ઝેર હશે. સાહસ અને વિશ્વાસની સાથે આપણે આપણો સંઘર્ષ સાચી દિશામાં ચાલુ રાખવાનો છે અને સમજદારીથી પરિસ્થિતિને સારી બનાવવાની કોશિશ કરવાની છે. તેના માટે જરૂરી છે કે આપણી સામૂહિક માનસિકતા તંદુરસ્ત હોય અને આપણી ઇન્દ્રિયો આપણા કાબૂમાં હોય. આપણે અને આપણા નવયુવાનોએ કોઈપણ પ્રકારના ખોટા કાર્યોથી પોતાને બચાવવાના છે. જે રીતે નિરાશાના પરિણામે આલંબન અને મડાગાંઠ તેમજ નિષ્ક્રિયતા વિનાશકારી છે, એ જ રીતે ઉત્તેજના અને વેરભાવના પણ વિનાશકારી છે. એક નિર્દોષનો જીવ લેવો, ચાહે તે હિંદુ હોય કે મુસલમાન, સમગ્ર માનવ-જાતની હત્યા છે. માનવ-જાતની હત્યામાં આપણે સ્વયંને પ્રત્યક્ષ કે પરોક્ષ, કોઈપણ પ્રકારે હાથા ન બનવા દેવા જોઈએ. આ હત્યામાં ગ્રસ્ત લોકો માનવતાના તથા ઇસ્લામ અને મુસલમાનોના હિતોના દુશ્મન છે. તેઓ કોઈપણ હોય, આપણા તરફથી કોઈ સહાનુભૂતિને પાત્ર નથી. આપણે આપણા દુ:ખ અને ગુસ્સા તેમજ વિરોધના પ્રદર્શન માટે એ શાંતિપૂર્ણ, લોકતાંત્રિક અને બંધારણીય પદ્ધતિઓનો જ ઉપયોગ કરવાનો છે, જેની ઇસ્લામ આપણને અનુમતિ આપે છે. પરંતુ આ સાવધાની છતાં જો આપણા પર કોઈ પરીક્ષા આવી પડે છે, તો આપણે અલ્લાહની મરજી પર રાજી રહેવાનું છે.

آزمائشیں اے دل سخت ہی سہی لیکن
یہ نصیب کیا کم ہیں کہ کوئی آزماتا ہے

(આઝમાઈશેં અય દિલ સખ્ત હી સહી લેકિન,
યે નસીબ ક્યા કમ હૈ કે કોઈ આઝમાતા હૈ !)

ન આ પ્રકારની આશંકાઓથી ગભરાઈને પોતાને ભય અને આતંકમાં ગ્રસ્ત કરી દેવાની કોઈ છૂટ છે, ન તેના આધારે ઉચિત અને શાંતિપૂર્ણ સંઘર્ષથી ડરવાનું કોઈ

કારણ. બધી સમસ્યાઓ છતાં, ભારત મુસલમાનો માટે એક શાંતિપૂર્ણ જગા છે. અહીં આપણને બંધારણીય સુરક્ષાઓ પ્રાપ્ત છે. આપણી ફરિયાદોના સમાધાન માટે, ભલે નબળું અને ત્રુટિપૂર્ણ જ કેમ ન હોય, એક સ્થાયી મિકેનિઝ્મ તો મોજૂદ છે. ન્યાય-વ્યવસ્થા મોજૂદ છે, મીડિયા મોજૂદ છે, વિરોધ કરવાની કાનૂની રીતો મોજૂદ છે, ન્યાય-પ્રિય બિનમુસ્લિમ ભાઈ-બહેનોની એક નોંધપાત્ર સંખ્યા મોજૂદ છે. ભારતની બહાર આપણી બહુમતીને આ બધી સુવિધાઓ ઉપલબ્ધ નથી. મુસ્લિમ દેશોમાં પણ મુસલમાનો પર જીવન તંગ છે. ત્યાં પણ પોલીસના અત્યાચારો છે. ત્યાં પણ યાતના-ગૃહો છે, લોકો ગાયબ થઈ જાય છે અને પછી તેમનો કોઈ પત્તો જ મળતો નથી. મામૂલી વાતો પર ખુનામરકી છે. પ્રાણ, ધનદોલત, ઇજ્જત અને આબરૂને હર પળ જોખમો લાગેલા છે. તેથી આપણે એમ માનીને ચાલીએ કે આ દુનિયા આવી જ છે. બધાને ન્યાય ક્યાંય નથી મળતો. દરેક ઠેકાણે અન્યાય છે, શોષણ છે, અત્યાચાર છે, અને તેના વચ્ચે જ તેનો સામનો કરતાં-કરતાં જ જીવન વીતાવવાનું છે. આ સ્થિતિ કેવળ આપણા સાથે જ વિશેષ નથી કે આપણે અકારણ સ્વયંને સ્થાયીરૂપે પીડિત હોવાની ભાવનામાં ગ્રસ્ત રાખીએ. આ રબ્બુલ-આલમીનની મરજીનો ભાગ અને આ અપૂર્ણ-અધૂરી દુનિયા (સંપૂર્ણ દુનિયા તો જન્નત છે)નો દસ્તૂર છે. આપણે તેને બદલવા અને અત્યાચારનો સામનો કરવાની કોશિશ અવશ્ય કરવાની છે. પરંતુ આ પરિસ્થિતિથી ગભરાઈ જવાનું અને પરેશાન થવાનું કોઈ કારણ નથી.

તંદુરસ્ત સામૂહિક માનસિકતાની એક આવશ્યકતા એ પણ છે કે આપણે એ વિશ્વાસ આપણા અંદર પણ પેદા કરીએ અને સામાન્ય મુસ્લિમ નવુયાવનોમાં પણ પેદા કરીએ કે દુનિયામાં ઇસ્લામનું ભાવિ ઝળહળતું છે. આ Labor Pain છે, જેમાંથી ઉમ્મત પસાર થઈ રહી છે. આ એ 'ઉસ્ર' (મુશ્કેલી) છે, જે 'યુસ્ર' (સરળતા)ની પ્રસ્તાવના હોય છે – سَيَجْعَلُ اللّٰهُ بَعْدَ عُسْرٍ يُّسْرًا ۝ (અસંભવ નથી કે અલ્લાહ ત્આલા તંગી પછી સરળતા પણ પ્રદાન કરી દે.)(૨૨)

આ પરિસ્થિતિનું મૂળ કારણ જ અસત્યનો ગભરાટ અને ક્ષુબ્ધતા તેમજ ઇસ્લામની વધી રહેલી શક્તિ અને પ્રભાવ છે. આ પરિસ્થિતિ આપણા માટે અનપેક્ષિત નથી. અલ્લાહના નબી સલ્લ.એ ભવિષ્યવાણી કરી છે કે :

لَاتَقُومُ السَّاعَتُ حَتّٰى يَمُرَّ الرَّجُلُ بِقَبْرِ الرَّجُلِ فَيَقُولُ: يَالَيْتَنِى مَكَانَهُ۔

૨૨. સૂરઃ તલાક, આ. ૭, અનુ : મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી રહ.

(કયામત નહીં આવે, ત્યાં સુધી કે એક વ્યક્તિ બીજા વ્યક્તિની કબર પાસેથી પસાર થશે અને કહેશે : કાશ ! હું આની જગ્યાએ કબરમાં હોત !)[૨૩]

અને એ કે :

وَيَكْثُرُ فِيهَا الْهَرْجُ وَالْهَرْجُ: الْقَتْلُ.

(તે વખતે 'હરજ' ખૂબ વધારે હશે... અને 'હરજ'નો અર્થ છે ખૂબ વધારે હત્યાઓ અને રક્તપાત.)[૨૪]

આ પરિસ્થિતિ અલ્લાહની મરજીનો ભાગ છે. અલ્લાહ તઆલા ખરાબ પરિસ્થિતિ ઊભી કરે છે. અલ્લાહ તઆલાએ કિનાનના એક ગોઝારા કૂવાને સૈયદના યૂસુફ અલૈ. માટે મિસર (ઇજિપ્ત)ના રાજ-સિંહાસનનું માધ્યમ બનાવ્યો.

આપણે નથી જાણતા કે આ વિનાશના માર્ગથી ઉન્નતિ અને ગૌરવની કઈ અજાણી મંજિલોને ખોલી નાખવાનું અલ્લાહની નજર સમક્ષ છે. આપણે અલ્લાહથી સારી આશા રાખવી જોઈએ, એટલા માટે કે બંદો અલ્લાહથી સારી આશાઓ રાખે છે, તો અલ્લાહ તેના સાથે સારો વ્યવહાર કરે છે.

أَنَا عِنْدَ ظَنِّ عَبْدِي بِي، إِنْ ظَنَّ خَيْرًا فَلَهُ، وَإِنْ ظَنَّ شَرًّا فَلَهُ.

(અલ્લાહ તઆલા ફરમાવે છે કે હું બંદા સાથે તેની કલ્પના અને વિચાર અનુસાર રહું છું. સારી કલ્પના રાખે તો પણ અને ખરાબ કલ્પના રાખે તો પણ.)[૨૫]

નિઃસંદેહ, ઇસ્લામ-વિરોધી શક્તિઓ ષડયંત્રો કરી રહી છે. પરંતુ એવું કદાપિ નથી કે દુનિયામાં બધું જ તેમના ષડયંત્રો અનુસાર થઈ રહ્યું છે. ષડયંત્રોની સફળતાની પણ સીમા હોય છે. તેમના ષડયંત્રો સફળ પણ થાય છે અને નિષ્ફળ પણ. આ ષડયંત્ર કરનારાઓ ચાહે સેહૂની (ઝાયોનિસ્ટ) હોય કે વૈશ્વિક શક્તિઓના અંગ-ઉપાંગો હોય. તેઓ વાસ્તવમાં અલ્લાહના કમજોર બંદાઓ જ છે અને અલ્લાહની અપાર શક્તિ અને સામર્થ્ય તેમજ તેની મરજીની સામે તેઓ પણ એટલા જ લાચાર છે, જેટલા આપણે;

૨૩. સહીહ બુખારી : કિતાબુલ ફતન, બાબ : લા તકૂમુસ્-સાઅત હતહુ યગબત અહલુલ કુબૂર. રિવાયત : અબી હુરૈરા રદિ.

૨૪. સહીહ મુસ્લિમ : કિતાબુલ ઇલ્મ, બાબ : રફઉલ ઇલ્મ વ કબઝહુ વ ઝહૂરુલ જહલ વલ્ ફતન ફી આખિરુઝ્-ઝમાન, રિવાયત : અબી હુરૈરા રદિ.

૨૫. સહીહ ઇબ્ને હિબાન : કિતાબુલ રકાઈક, બાબ : હસનુઝ-ઝન્ન બિલ્લાહિ તઆલા. રિવાયત : અબી હુરૈરા રદિ. અને સહીહુલ બાની રહ.

બલ્કે કદાચ તેમની લાચારી આપણાથી પણ વધારે છે, એટલા માટે કે અલ્લાહ તઆલાએ કુર્આનમાં ફરમાવ્યું છે કે :

إِنَّ كَيْدَ الشَّيْطَٰنِ كَانَ ضَعِيفًا ۝

(વિશ્વાસ રાખો કે શૈતાનની ચાલબાજીઓ ખૂબ જ કમજોર છે.)(૨૬)

ذَٰلِكُمْ وَأَنَّ اللَّهَ مُوهِنُ كَيْدِ الْكَافِرِينَ ۝

(આ મામલો તો તમારા સાથે છે અને કાફિરોની સાથે મામલો એ છે કે અલ્લાહ તેમની ચાલબાજીઓને નિરર્થક કરવાવાળો છે.)(૨૭)

અને, وَيَمْكُرُونَ وَيَمْكُرُ اللَّهُ ۖ وَاللَّهُ خَيْرُ الْمَاكِرِينَ ۝

(તેઓ પોતાની ચાલ ચાલી રહ્યા છે અને અલ્લાહ તઆલા પોતાની ચાલ ચાલી રહ્યો છે અને અલ્લાહ સૌથી ઉત્તમ ચાલ ચાલવાવાળો છે.)(૨૮)

ઈસ્લામના સંદર્ભમાં સમગ્ર દુનિયામાં જે તકો ઊભી થઈ છે અને આખી દુનિયામાં ઈસ્લામ વિશે જે રુચિ જોવા મળે છે, તે આપણે આપણા નવયુવાનોને વિગતવાર બતાવવી જોઈએ.

હિંસા અને અંતિમવાદની સાથે-સાથે, આપણે આપણા નવયુવાનોને ન્યાયના નામે અન્યાયોથી બચાવવાના છે. વિશેષરૂપે રિસાલત (ઈશદૂતત્વ)ની ધારણા હાલ ઈસ્લામ-વિરોધી શક્તિઓનું પ્રથમ લક્ષ્ય છે. હદીસ અને સુન્નતની દલીલ વિષે ખૂબ જ વ્યાપક કામની આવશ્યકતા છે, અને વર્તમાન પરિસ્થિતિમાં વૈચારિક સંશોધનના તકાદાઓને સંતુલન અને મધ્યમમાર્ગ તેમજ સંતુલિત ઈસ્લામી વિચારધારાના પ્રકાશમાં સ્પષ્ટ કરવાની જરૂર છે.

અત્યારે મુસ્લિમ સમાજ નવયુવાનોના સમાજનું નામ છે. ઈસ્લામી જગતની ૬૦% વસ્તી ત્રીસ વર્ષથી ઓછી વયના નવયુવાનો પર આધારિત છે, અને દુનિયાના નવયુવાનોમાં મુસલમાનોનું પ્રમાણ આશરે ૨૭% છે. આ નવયુવાનોને સંભાળવા, તેમને સાચા, સંતુલિત અને સર્જનાત્મક માર્ગ પર ચલાવતા રહેવું અને તેમની શક્તિઓને

૨૬. સૂરઃ નિસા, આ. ૭૨, અનુ : મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી રહ.
૨૭. સૂરઃ અન્ફાલ, આ. ૧૮, અનુ : મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી રહ.
૨૮. સૂરઃ અન્ફાલ, આ. ૩૦, અનુ : મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી રહ.

ઇસ્લામ-દુશ્મન શક્તિઓના હાથોમાં જવાથી બચાવવા તેમજ સાચા હેતુ માટે તેમનો ઉપયોગ કરવો એ મુસ્લિમ નેતૃત્વની સામે મોટો પડકાર છે. આ પડકારમાં જો આપણે સફળ થઈ ગયા તો ઇન્-શા અલ્લાહ આપણો માર્ગ સરળ છે.

**મુસલમાનો અને સામાજિક શક્તિ :**

પરિસ્થિતિનો સામનો કરવાની એક મોટી આવશ્યકતા એ છે કે મુસલમાનોની રક્ષાત્મક અને સામાજિક શક્તિ (Social Power) વધે. મિલ્લતે ઇસ્લામિયા વચ્ચે કરવાનું કામ એ પણ છે કે તેમની દીની (ધાર્મિક) અને નૈતિક સુધારણા થાય અને તેના સાથે એ કાર્યો પણ ખૂબ જ મહત્ત્વના છે, જેને સશક્તિકરણ (Empoerment) કહેવામાં આવે છે, અર્થાત્ સામાજિક શક્તિ વધારવાનું કાર્ય. એ સામાજિક શક્તિ જ હોય છે, જેના દ્વારા લઘુમતીઓ પ્રભાશાળી બને છે, તેમની રક્ષાત્મક યોગ્યતાઓ વધે છે, અપ્રિય અને પ્રતિકૂળ સંજોગોમાં પણ તેઓ પોતાની ઓળખની સાથે જીવંત રહી શકે છે, અને તેનાથી આગળ વધીને સમગ્ર સમાજનું નેતૃત્વ અને આગેવાની કરવા લાગે છે. શિક્ષણ, આર્થિક શક્તિ વગેરેની સાથે આત્મ-વિશ્વાસ, પોતાના સાંસ્કૃતિક આધારો સાથે ઊંડો સંબંધ, સહમતી અને એકતા, નૈતિક શ્રેષ્ઠતા અને સૌથી વધારે લાભકારિતા, અર્થાત્ સમગ્ર સમાજને લાભ પહોંચાડવાની યોગ્યતા, સામાન્ય રીતે આ બાબતોને સામાજિક શક્તિના મહત્ત્વના અંશોમાં સામેલ કરવામાં આવે છે. અપેક્ષિત લચકદાર વલણનું એક મહત્ત્વનું લક્ષ્ય એ હોવું જોઈએ કે મુસલમાનોની સામાજિક શક્તિ વધે. નિશ્ચિતપણે ઇતિહાસમાં એવું ઘણી વખત થયું છે કે કોઈ સમૂહ, માનવ-બળની અછત છતાં, આર્થિક સંસાધનોની ઊણપ છતાં અને શૈક્ષણિક, લશ્કરી અને આર્થિક અસામર્થ્ય છતાં દુનિયા પર છવાઈ ગયો અને અન્ય બાહ્ય રીતે શક્તિશાળી જૂથોની સરખામણીએ આગળ વધી ગયો અને તેમના પર પોતાનો પ્રભાવ છોડી ગયો. સ્વયં નબી કરીમ સલ્લ. અને સહાબાએ કિરામ રદિ.નો સમુદાય પોતાની સમકાલીન કોમોની તુલનામાં દેખીતી રીતે આ બધા સંદર્ભોમાં નબળો હતો. પરંતુ તેમ છતાં અમુક દશકાઓમાં તેઓ અડધી દુનિયા પર છવાઈ ગયા. છેવટે એ સમય કયો છે, જે માનવ-સમુદાયોને સફળતા અને સૌભાગ્યથી જોડી દે છે ? આ પ્રશ્ન સામૂહિક માનસિકતા, સામાજિક વ્યવસ્થા તેમજ ઇતિહાસ અને દર્શન (ફિલસૂફી)નો એક મહત્ત્વનો પ્રશ્ન છે. સ્વયં કુર્આન-મજીદે આ પ્રશ્નને ભારપૂર્વક ઉઠાવ્યો પણ છે અને તેનો જવાબ પણ આપ્યો છે.

كَمْ مِّنْ فِئَةٍ قَلِيْلَةٍ غَلَبَتْ فِئَةً كَثِيْرَةً ۢ بِإِذْنِ اللّٰهِ ۗ وَاللّٰهُ مَعَ الصّٰبِرِيْنَ ۝

(ઘણીવાર એવું બન્યું છે કે એક નાનું જૂથ અલ્લાહના આદેશથી એક મોટા જૂથ ઉપર વિજયી થયું છે. અલ્લાહ ધૈર્ય રાખનારાઓનો સાથી છે.)(૨૯)

કુર્આને આ પ્રશ્નોનો ખૂબ જ વિગતવાર જવાબ આપ્યો છે. આધુનિક બૌદ્ધિક સંશોધનોએ પણ આ જ કુર્આની દૃષ્ટિકોણની પુષ્ટિ કરી છે.

લઘુમતીનો પ્રભાવ (Minority Influence) આધુનિક સામૂહિક મનોવિજ્ઞાન (Social Psychology)નો એક મહત્ત્વનો વિષય છે. આમાં એ ગતિવિજ્ઞાન (Dynamics) થી ચર્ચા કરવામાં આવે છે, જે કોઈ લઘુમતીને એ યોગ્ય બનાવે છે કે તે સમગ્ર સમાજ પર અસરકારક બને.

આ ડાઇનેમિક્સના સંગ્રહનું નામ સામાજિક શક્તિ છે. સામાજિક શક્તિના નીચે મુજબ ભાગો છે :

(૧) **વૈચારિક શક્તિ (Ideological Power) :** અર્થાત્ આ સમૂહની પાસે કોઈ અનન્ય આઇડિયા હોય, જે શેષ લોકો માટે સફળતાની બાંહેધરી આપે. આ આઇડિયાને તેઓ ભારપૂર્વક અને તર્કબદ્ધ રીતે દુનિયાની સામે પ્રસ્તુત કરે. ઇતિહાસ અને સમાજશાસ્ત્રના વિશેષજ્ઞો કહે છે કે જો કોઈ સમૂહ આવા કોઈ અનન્ય આઇડિયાને દુનિયાની સામે પ્રસ્તુત કરવામાં સફળ થાય છે, તો આ આઇડિયા સ્વયં તેનામાં સામાજિક શક્તિ પેદા કરે છે. અલ્લાહના રસૂલ સલ્લ. અને સહાબા કિરામ રદિ.ની ખરી શક્તિ પણ ઇસ્લામની વિચારધારા હતી. જ્યારે ઇંગ્લિસ્તાન અને જર્મનીના પુસ્તકાલયોમાં બેસીને બે દર્શનશાસ્ત્રીઓએ માર્ક્સવાદનો પાયો નાખ્યો હતો, તે વખતે કોને ખબર હતી કે આ અમુક દીવાનાઓ અડધી દુનિયાને જીતી લેશે ? અથવા જ્યારે ફ્રાન્સમાં થોડાક દર્શનશાસ્ત્રીઓએ કલીસા (ચર્ચ) વિરુદ્ધ આંદોલન શરૂ કર્યું હતું, તો કોણ કલ્પના કરી શકતું હતું કે આધુનિકતા આગામી કેટલીય સદીઓ સુધી દુનિયા પર શાસન કરશે ? એ જુદી વાત છે કે આ વિચારધારાઓ ઉચિત હતી કે અનુચિત. ખરેખર ધ્યાન આપવા યોગ્ય વાત એ છે કે જ્યારે અમુક લોકોએ એક અનોખો દૃષ્ટિકોણ પ્રસ્તુત કર્યો, દૃઢતાની સાથે તેના પર અડગ રહ્યા, તેના પક્ષમાં પ્રજામત બનાવવાની કોશિશ કરતા રહ્યા, તો છેવટે લોકોએ તેનો પ્રભાવ સ્વીકાર્યો અને દુનિયામાં મોટા પરિવર્તનો આવ્યા. આમ, એક નાના સમૂહે આખી વસ્તી પર પ્રભાવ નાખ્યો. આજે મુસલમાનોની પાસે ઇસ્લામ જેવી કૃપા છે. ઇસ્લામની વૈચારિક શક્તિનો સ્વીકાર આજે સમગ્ર દુનિયામાં કરવામાં

૨૯. સૂરઃ બકરહ, આ. ૨૪૯, અનુ : મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી રહ.

આવી રહ્યો છે. દુનિયાની વર્તમાન જટિલ સમસ્યાઓના ઉકેલનો આ અનન્ય આઇડિયા છે, જે દુનિયાના સામાન્ય વિચારથી અને તાજેતરના અનુભવોથી ભિન્ન એક નવો દૃષ્ટિકોણ પ્રસ્તુત કરે છે. આ જ્ઞાન અને વિચારથી લઈને નૈતિકતા અને સભ્યતા સુધી તેમજ રાજકારણ અને આર્થિક વ્યવસ્થાથી લઈને સામાજિક અને આધ્યાત્મિકતા સુધી સમગ્ર જીવન અને જીવન-વ્યવસ્થાનો એક અજોડ નમૂનો (Paradigm) છે. તાજેતરના ઇતિહાસમાં વૈશ્વિક સ્તરે એક-પછી-એક એવી ઘટનાઓ ઘટી અને એવી સમસ્યાઓ ઉત્પન્ન થઈ ગઈ છે, જેણે વિચારવા-સમજવાવાળી લઘુમતીને આ નમૂના તરફ આકર્ષિત કરી છે. આમ, ઇસ્લામ પાસે એક જબરજસ્ત વૈચારિક શક્તિ બનવાના બધા આંતરિક પરિબળો મોજૂદ છે. નિઃસંદેહ, આજે ઇસ્લામનો અને વિશેષરૂપે એક જીવન-દૃષ્ટિકોણના રૂપમાં ઇસ્લામનો સમગ્ર દુનિયામાં સખત વિરોધ થઈ રહ્યો છે. ખાસ કરીને સામૂહિક જીવનમાં ઇસ્લામ તરફ આમંત્રણ આપનારાઓ મોટાભાગની જગ્યાઓએ કઠિન પરિસ્થિતિનો સામનો કરી રહ્યા છે. પરંતુ હકીકત એ છે કે આ પરિસ્થિતિ પણ ઇસ્લામની વૈચારિક શક્તિની દલીલ છે. જો મુસલમાનોએ મક્કમતા અને હિંમતથી આ પરિસ્થિતિનો સામનો કર્યો અને પોતાના દૃષ્ટિકોણ અને તેના આમંત્રણ પર અટલ રહ્યા, તો ઇન્-શા અલ્લાહ, પછી આ દૃષ્ટિકોણ પોતાના જીવન-ચક્રના આગળના તબક્કામાં પ્રવેશ કરશે અને દુનિયા ખૂબ ઝડપથી તેના તરફ આકર્ષિત થવાની શરૂ થઈ જશે.

ભારતમાં પણ એ વાતની આવશ્યકતા છે કે મુસલમાનો પૂરેપૂરી શક્તિથી ઇસ્લામનું આમંત્રણ લઈને ઉઠે. આક્રમક કોમવાદના આંદોલનથી દેશના મધ્યમ વર્ગે ખૂબ આશાઓ બાંધી રાખી હતી. આ આશાઓ જ્યારે તૂટશે, તો ખૂબ તીવ્ર નિરાશા છવાઈ જશે. આ પરિસ્થિતિમાં બીજા એક નવા આઇડિયા અને વિચાર માટે નવા નમૂનાની જરૂરત હશે. હકીકત એ છે કે આ દેશમાં મુસલમાનોની નબળાઈનું એક મોટું કારણ એ છે કે તેમણે પોતાની મૂળ શક્તિ, અર્થાત્ ઇસ્લામની વૈચારિક શક્તિનો ઉપયોગ કરવા તરફ ક્યારેય ધ્યાન ન આપ્યું. જો મુસલમાનોનું એક નાનકડું જૂથ પણ ઇસ્લામ માટે પ્રભાવશાળી નિરૂપણ કરવામાં સફળ થઈ જાય, તો બીજા બધા લાભોની સાથે-સાથે તેનાથી મુસલમાનોની સામાજિક હેસિયત, ઇજ્જત, સામાજિક પ્રભાવ અને પહોંચ અને છેવટે સામાજિક શક્તિમાં વધારો થશે.

(૨) **નૈતિક શક્તિ (Power of Values) :** નૈતિક શક્તિનો અર્થ એ છે કે વૈચારિક સમૂહ જે દૃષ્ટિકોણો પર ઈમાન રાખે છે, તેનું પ્રદર્શન તેના જીવનથી પણ થાય.

આ વ્યવહારૂ સાક્ષી છે. અર્થાત્ મુસલમાન, વ્યક્તિગત અને સામૂહિક હેસિયતે, ઈસ્લામનો નમૂનો હોય અને તેની વ્યવહારૂ છબી બની જાય, અને આવાહકોના વર્તન-વ્યવહારથી ઈસ્લામ સમજમાં આવવા લાગે. આ જ એ વાત છે, જેને કુર્આન આ શબ્દોમાં વર્ણવે છે :

لِّتَكُونُوا شُهَدَاءَ عَلَى النَّاسِ وَيَكُونَ الرَّسُولُ عَلَيْكُمْ شَهِيدًا

(જેથી તમે દુનિયાના લોકો ઉપર સાક્ષી રહો અને પયગંબર તમારા ઉપર સાક્ષી રહે. - સૂરઃ બકરહ, ૧૪૩)

كُونُوا قَوَّامِينَ بِالْقِسْطِ شُهَدَاءَ لِلَّهِ

(ન્યાયના ધ્વજવાહક બનો અને અલ્લાહ માટે સાક્ષી આપનારા બનો. - સૂરઃ નિસા, ૧૩૫)

આમ, ન્યાય માટે ઊભા થઈ જવા અને અલ્લાહ માટે સાક્ષી આપવામાં એક સંબંધ છે અને એ સંબંધ સ્પષ્ટ છે, એ છે સમાનતા અને ન્યાયના સંઘર્ષનો હિત-સંબંધ (Concern) અને તેના હેતુઓ લોકોની સામે સ્પષ્ટ બનીને આવી જાય છે.

આ કામ દરેક સ્તરે અપેક્ષિત છે. અર્થાત્ સૌપ્રથમ વ્યક્તિગત જીવનના સ્તરે, જ્યાં એક મુસલમાનના જીવનથી, તેની રહેણી-કરણીથી, નૈતિકતા અને વ્યવહારોથી ઈસ્લામની શિક્ષાઓ પ્રગટ થાય. બીજું વ્યાપક સ્તરે, અર્થાત્ બિનમુસ્લિમ સમાજની સાથે સંબંધ (Social Engagement)ના સ્તરે, જ્યાં મુસલમાનો બિનમુસ્લિમોની સંસ્થાઓ અને અન્ય બિનમુસ્લિમ સમાજની સમસ્યાઓમાં રસ દાખવે. દરેક માટે ન્યાય અને ઈન્સાફ, સમાનતા માટે કામ કરે અને તેમની સામાજિક પ્રવૃત્તિઓ ઈસ્લામની સામાજિક શિક્ષાઓના પ્રદર્શનનું માધ્યમ બને, અને એ જ પ્રમાણે સંસ્થાઓના સ્તરે કે મુસલમાનોની શૈક્ષણિક સંસ્થાઓ, વેપારી અને નાણાકીય સંસ્થાઓ અને એકમો, સામાજિક સંસ્થાઓ વગેરે ઈસ્લામી દૃષ્ટિકોણ અને ઈસ્લામી નમૂનાની અદ્વિતિયતા લોકોની સામે પ્રદર્શિત કરે.

(૩) **સામૂહિત વર્તન-વ્યવહાર (Attitude) :** આનાથી અભિપ્રેત એ બાબતો છે, જે મૂળભૂત માનવીય નૈતિકતાનો ભાગ છે. આ એ માનવીય ગુણોનું નામ છે, જે કોઈ કોમને શક્તિશાળી બનાવે છે તથા ઈમામત અને નેતૃત્વના સ્થાને બિરાજમાન કરે છે. કુર્આન-મજીદે ઈમાન અને અમલે-સાલેહા (સદ્કાર્યો) પછી 'સબ્ર' અર્થાત્ ભાવનાઓ

પર કાબૂ, 'તૌબા' અર્થાત્ ભૂલોનો સ્વીકાર અને પશ્ચાતાપ તેમજ સ્વયંને બદલવાની યોગ્યતા અને 'તવક્કુલ' અર્થાત્ અલ્લાહ પર ભરોસો રાખવો, હકારાત્મક વલણ તથા નિરાશ થયા વગર કોશિશ કરતા રહેવું, આ બધા ગુણોને સફળતા માટે જરૂરી ઠેરવ્યા છે.

'સબ્ર' પોતાની વાસના અને લાલસા તથા ભાવનાઓ પર કાબૂ રાખવાની યોગ્યતાનું નામ છે. વાસનાવૃત્તિ અને લાલસા એ અધીરાપણું છે. મનેચ્છાઓની સામે માથું ટેકવી દેવું અધીરાપણું છે. એ જ રીતે લાગણીશીલતા અને ભાવનાઓ સામે હાથ હેઠા મૂકી દેવા અધીરાપણું છે. 'સબ્ર' એ છે કે વ્યક્તિને પોતાની જાત પર સંપૂર્ણ કાબૂ પ્રાપ્ત હોય. કોઈ ડગલું પણ તે સમજ-બૂઝથી લીધેલ નિર્ણય વગર ન ભરે. આમ, જે ગુણોને આજે આપણે નિર્ણય-શક્તિ, મન પર કાબૂ, પોતાની જાત પર અંકૂશ વગેરે કહીએ છે, તે બધા 'સબ્ર'નું જ પરિણામ હોય છે. વ્યક્તિઓની સાથે કોમોનો સામૂહિક સ્વભાવ પણ અમુક ગુણોથી સંલગ્ન હોય છે. જો કોઈ સમૂહને સરળતાથી ઉત્તેજિત કરી શકાય અને તે ઉત્તેજનામાં આવીને સમજ્યા-વિચાર્યા વગર કોઈ પગલું ભરી બેસે, તો આ સામૂહિક અધીરાપણું છે. એ જ પ્રમાણે કોઈ કોમ સરળતાથી ડર અને ભયની લાગણીની ભોગ બની જાય અને જે પગલાઓને તે સમજી-વિચારીને યોગ્ય અને જરૂરી સમજે છે તેને ડરના કારણે ન ઉઠાવી શકે, તો આ પણ અધીરાપણું છે. અધીરાપણું સમજ-બૂઝ પર નકારાત્મક ભાવનાના વર્ચસ્વનું નામ છે. ઉત્તેજના પણ એક નકારાત્મક ભાવ છે. અતિલાગણીશીલતા પણ એક નકારાત્મક ભાવ છે. ડર અને પાખંડ પણ એક નકારાત્મક ભાવ છે. આ ભાવનાઓને સમઝ-બૂઝથી કાબૂમાં રાખવાનું નામ જ 'સબ્ર' છે. આ ગુણ જો સામૂહિક રીતે આખી કોમમાં ઉત્પન્ન થઈ જાય, તો એક મોટી શક્તિ બની જાય છે. આ શક્તિ પણ સામાજિક શક્તિનો એક મહત્ત્વનો ભાગ છે. ભારતીય મુસલમાનોનો તાજેતરના ઇતિહાસનો અભ્યાસ બતાવે છે કે આપણી ઘણીબધી નિષ્ફળતાઓ અને પરાજયનું કારણ આ શક્તિથી વંચિતતા છે.

ભરોસાનો ગુણ વ્યક્તિઓ અને કોમોનું ધ્યાન સંભાવનાઓ પર કેન્દ્રિત કરે છે. અસમર્થ અને નિષ્ફળ લોકો અને કોમોની એક નબળાઈ એ હોય છે કે તેમનું મોટાભાગનું ધ્યાન બાહ્ય સમસ્યાઓ અને મુશ્કેલીઓ પર હોય છે. તેઓ રાત-દિવસ આના જ રોદણાં રોતા રહે છે અને બાહ્ય સમસ્યાઓના કારણે પોતાના માટે સફળતા અને સૌભાગ્યને સંભવ નથી સમજતા. સવાર-સાંજ તેઓ દુશ્મનોના છળ-કપટ તથા વાસ્તવિક અને અવાસ્તવિક ષડયંત્રોનું માતમ કરતા રહે છે; જ્યારે કે સફળ લોકોની

વિશેષતા એ હોય છે કે તેમની નજર પોતાના લક્ષ્ય અને ઉદ્દેશ્ય પર ટકેલી હોય છે. જે કંઈ તેમના સામર્થ્યમાં છે, તેને કરી નાખવા પર તેમનું ધ્યાન વધારે કેન્દ્રિત હોય છે. જે બાબતો તેમની સંભાવનાઓના વર્તુળની બહાર છે, તેના પર વધારે ધ્યાન નથી આપતા. 'તવક્કુલ' આ જ સ્પિરિટ પેદા કરે છે. સંભાવનાની અંતિમ હદ સુધી કોશિશ કરવી અને જે બાબતો આપણા અધિકાર-ક્ષેત્રની બહાર હોય, તેને અલ્લાહના હવાલે કરી દેવું જ 'તવકુકલ' છે. વિચાર અને માનસિકતાનું આ એક અનોખું જ ઉદાહરણ છે. આ નમૂનો વ્યક્તિઓ અને સમૂહોને ક્રિયાશીલ અને આશાવાદી બનાવે છે.

સામૂહિક જીવનમાં 'તૌબા' (પ્રાયશ્ચિત) વાસ્તવમાં સ્વયંને બદલવાની યોગ્યતા (Changeability)નું નામ છે. સફળતા માટે જે સામૂહિક ગુણોની આવશ્યકતા છે, તેમાં એક મહત્ત્વનો ગુણ એ છે કે આપણે નિરંતર આત્મ-મંથન અને આત્મ-નિરીક્ષણ કરતા રહીએ, અને જેવી પોતાની નબળાઈનો અનુભવ કરીએ, સ્વયંને બદલવું આપણા માટે મુશ્કેલ ન હોય. 'તૌબા'નો શાબ્દિક અર્થ પાછા ફરવું અને રજૂ થવાનો છે. વ્યક્તિ અને કોમોને જો એ વાતનું સામર્થ્ય પ્રાપ્ત હોય કે તેઓ ઝડપથી પોતાને બદલી શકે, સ્ટેટસને તોડી શકે, જે પરિવર્તનોને સભાનપણે તેઓ યોગ્ય અને અપેક્ષિત સમજતા હોય તેમને ઝડપથી અપનાવી શકે, તો આ તેમના માટે ખૂબ મોટી શક્તિ હોય છે અને આ પણ સામાજિક શક્તિનો એક મહત્ત્વનો ભાગ છે. પડતી અને કમજોરી કોમોને જડતા અને સ્થગિતતાનો ભોગ બનાવી દે છે. તેમનામાં પરિવર્તનની તીવ્ર પ્રતિકાર-શક્તિ (Change Resistance) ઉત્પન્ન થઈ જાય છે. તેમને પોતાની નબળાઈઓની પ્રતીતી પણ થાય છે. અપેક્ષિત પરિવર્તનની સમજણ પણ હોય છે. પરંતુ આ સમજણ અનુસાર આખી કોમને વ્યવહારૂ રૂપે બદલવી સંભવ નથી હોતું. આ જડતા અને સ્થગિતતા મોટી નબળાઈ હોય છે. તેનાથી કોઈપણ કોમ યુગના તકાદાઓને નિભાવવાની યોગ્યતાથી વંચિત થઈ જાય છે.

(૪) લાભકારિતા (Exchange Power) : સામાજિક શક્તિ એ વાત પર પણ નિર્ભર હોય છે કે એ સમૂહમાં આખા સમાજને લાભ પહોંચાડવાની યોગ્યતા હોય. આધુનિક સમાજશાસ્ત્ર અને સામૂહિક મનોવિજ્ઞાનમાં આને વિનિમય શક્તિ (Exchange Power) કહે છે. અર્થાત્ કોઈ સમૂહની સામાજિક શક્તિ એ વાત પર નિર્ભર હોય છે કે સમાજના બીજા ભાગો કઈ હદ સુધી તેના પર નિર્ભર (Dependent) છે. તમે સમાજની જરૂરત છો અને સમાજ પોતાની અનેક જરૂરતો માટે તમારા પર, તમારી સેવાઓ

અથવા તમારી યોગ્યતાઓ પર નિર્ભર છે, તો તેના પરિણામે સમાજ પર તમને વર્ચસ્વ પ્રાપ્ત થઈ જાય છે. ઘણા મામલાઓમાં સમાજ તમારી વાત માનવા લાગે છે. આ રીતે તમે સમાજનું નેતૃત્વ કરવા લાગો છો. માનવ-વસ્તીઓને લાભ પહોંચાડવા માટે બે વસ્તુઓ આવશ્યક છે. એક - લાભ પહોંચાડવાની ભાવના અને બીજી - યોગ્યતા. કળા-કૌશલ્ય તેમજ યોગ્યતાઓ અહીં સામાજિક સમૂહોને કામ લાગે છે. જો કોઈ સામાજિક સમૂહ યોગ્યતાઓથી સંપન્ન હોય અને તેનામાં માનવતાને લાભ પહોંચાડવાની ભાવના પણ હોય તો શેષ માનવતા, સંબંધિત મામલાઓમાં તેના પર આધારિત થઈ જાય છે. આ નિર્ભરતા તેની સામાજિક શક્તિમાં વધારો કરે છે. જો કોઈ કોમમાં ધંધા-વેપારની યોગ્યતા હોય, તો બાકીનો સમાજ ચીજ-વસ્તુઓની જરૂરત માટે તેના પર નિર્ભર હશે. જો કોઈ કોમમાં ખૂબ ભણેલા-ગણેલા લોકો પેદા થઈ રહ્યા હોય, તો સમાજની શૈક્ષણિક જરૂરતો તેનાથી સંબંધિત થઈ જશે. આજે આંતરરાષ્ટ્રીય સ્તરે અને રાષ્ટ્રીય સ્તરે પણ કેટલાક નાના સામાજિક સમૂહો પોતાની વસ્તીથી કેટલાય અંશે વધારે પ્રભાવ અને પહોંચ રાખે છે અને સામાજિક શક્તિ ધરાવે છે. તેનું મૂળ કારણ એ જ છે કે ઉચ્ચ દરજ્જાની યોગ્યતાઓના કારણે સમાજની સેવા તેમના સાથે જોડાયેલી છે અને સમાજની તેમના પર આ નિર્ભરતા તેમની સામાજિક શક્તિમાં વધારો કરે છે.

આ બધી ચર્ચાથી આપોઆપ મુસલમાનોની પ્રગતિ અને ઉન્નતિનો સમગ્ર કાર્યક્રમ ઉભરીને સામે આવી જાય છે. આનાથી ખ્યાલ આવે છે કે શિક્ષણ, વેપાર વગેરેમાં પ્રગતિ, મુસલમાનોની પ્રગતિનું એક પાસું જરૂર છે, પણ ખૂબ નાનું પાસું છે. પ્રગતિ માટે જરૂરી છે કે મુસલમાનો ઇસ્લામથી જોડાયેલા હોય. ઇસ્લામી દૃષ્ટિકોણની શક્તિ જ તેમની ખરી શક્તિ છે. આ શક્તિનો ભરપૂર ઉપયોગ કરો: તેની રીત એ છે કે તેઓ પોતે ઇસ્લામ પર ઊંડો વિશ્વાસ પેદા કરે. નિફાક અને (આચાર-વિચારમાં) વિરોધા-ભાસને દૂર કરે. ઇસ્લામ પર મક્કમ થઈ જાય. ઇસ્લામના મૂળ આધારો પર સહમતી ઊભી કરે. ઇસ્લામના પક્ષમાં પ્રભાવશાળી સંવાદ શરૂ કરે અને તમામ પ્રચાર-પ્રસારના સંસાધનોને ઇસ્લામના આમંત્રણ માટે પ્રયુક્ત કરે. આ રીતે વૈચારિક શક્તિ પેદા કરે.

આપણે આગામી થોડાક વર્ષોમાં મુસલમાનો અને મુસ્લિમ સમાજમાં એ રીતે કામ કરવું પડશે કે તેના પરિણામે સમાજમાં નીચે મુજબના પરિવર્તનો આવે :

- મુસલમાનો ઇસ્લામ પર ન કેવળ અમલ કરવાવાળા બને, બલ્કે પોતાના ચરિત્ર, સમાજ અને રહેણી-કરણીથી ઇસ્લામની વ્યવહારૂ સાક્ષી આપવાવાળા બને.

- અજ્ઞાનતા દૂર થાય તથા શિક્ષણ અને ઉચ્ચ શિક્ષણનો પ્રસાર થાય.
- સભ્યતા, સૌજન્યશીલતા ફૂલેફાલે અને મુસલમાનોની દેશમાં ઓળખ બદલાય.
- ગરીબી દૂર થાય.
- યોગ્યતાઓનો વિકાસ થાય.
- શક્તિના કેન્દ્રોમાં પ્રભાવ વધે.

**કોમવાદ અને સાંપ્રદાયિકતાનો સામનો :**

કોમવાદ અને સાંપ્રદાયિકતાનું વર્તમાન સ્વરૂપ, અર્થાત્ સંસ્થાગત સાંપ્રદાયિકતા વિશે અમે વિગતવાર પ્રકાશ પાડી ચૂક્યા છીએ, આ સાંપ્રદાયિકતાના ઉકેલ માટે ખૂબ વ્યાપક અને સાર્વત્રિક સંઘર્ષ અપેક્ષિત છે, દરેક સ્તરે અને દરેક સંસ્થાના દૈનિક કામકાજ પર ઊંડી નજર રાખવી પડશે અને સૌથી વધારે દેશની અને બહુમતી વસ્તીની માનસિકતામાં મોટા પરિવર્તનનો તકાદો કરે છે.

સાંપ્રદાયિકતાના મૂળ ઊંડા થઈ જાય છે, તો સરકારો પણ લાચાર બનવા લાગે છે. લોકતાંત્રિક રાજનીતિમાં ચૂંટાયેલ સરકારોની સામે ન્યાય અને ઇન્સાફના તકાદાઓ અને શાસનના નેતૃત્વ અને નિર્દેશનની જવાબદારીથી વધારે રાજકીય હિતો અને સ્વાર્થો હોય છે, અને તેમના નિર્ણયો પર પ્રજાના વર્તન-વ્યવહાર અને તેના દ્વારા ઊભા થતા રાજકીય દબાણની અસર થાય છે. તેથી જો સમાજ સાંપ્રદાયિક બની જાય અને સાંપ્રદાયિકતા અને કોમવાદ સંસ્થાગત સ્વરૂપ ધારણ કરી લે, તો ધર્મનિરપેક્ષ અને બાહ્યરૂપે ન્યાય-પ્રિય રાજકીય પક્ષો અને રાજનેતાઓ પણ સ્વયંને લાચાર સમજવા લાગે છે, અને તેમના રાજકીય હિતો અને સ્વાર્થો તેમને સાંપ્રદાયિક અને કોમવાદી નિર્ણયો અને પગલાઓ લેવા માટે મજબૂર કરે છે. તેથી સાંપ્રદાયિકતા અને કોમવાદનો માત્ર રાજકીય સ્તરે સામનો પર્યાપ્ત નથી હોઈ શકતો તથા કોઈ રાજકીય પક્ષના હારી જવાથી કે જીતી જવાથી આ સમસ્યા સમાપ્ત થઈ જતી નથી. આ બીમારીનું ખરું નિરાકરણ સામાજિક સ્તરે જ થઈ શકે છે.

સામાજિક સ્તરે સાંપ્રદાયિકતાના નિર્મૂલન માટે સૌથી અસરકારક ઉપાય બંને સમૂહોની વચ્ચે તાલમેલ, વાતચીત અને સામાન્ય સામાજિક સંબંધોનું વાતાવરણ ઊભું કરવાનું છે. પ્રખ્યાત સમાજશાસ્ત્રી પ્રોફેસર આસુતોષ વર્શની જેઓ અમેરિકાની બ્રાઉન યુનિવર્સિટીમાં સમાજશાસ્ત્રના પ્રોફેસર છે અને ભારતમાં સાંપ્રદાયિક સંબંધો પર પોતાના

સંશોધન માટે પ્રસિદ્ધ છે, તેમણે એ વિસ્તારોનો ઊંડો અભ્યાસ કર્યો છે, જ્યાં કોમવાદી રમખાણો થતા રહે છે અને તેની તુલના એ વિસ્તારો સાથે કરી છે, જ્યાં આ રમખાણો થતા નથી અથવા જો થાય છે તો આક્રમક અને હિંસક સ્વરૂપ ધારણા કરતા નથી.

તેમના સંશોધનનો સાર એ છે કે આ બંને પ્રકારના વિસ્તારોમાં મૂળ ફરક સામાજિક સંબંધોનો છે; જેમ કે - તેમણે ઉત્તર પ્રદેશના શહેર અલીગઢની તુલના કેરળના શહેર કાલીકટથી કરી છે. કાલીકટનું પ્રમાણમાં શાંતિપૂર્ણ હોવાનું કારણ તેમના મતાનુસાર એ છે કે અહીં ૮૨% હિંદુઓ અને મુસલમાનો સામાજિક પ્રસંગોમાં એક સાથે ભોજન લે છે, ૯૦% પરિવારોમાં બાળકો બીજા ધર્મ કે સંપ્રદાયના બાળકો સાથે રમે છે, અને ૮૪% પરિવારો એવા છે જેમના બીજા સંપ્રદાય કે ધર્મના પરિવારો સાથે મિત્રતાભર્યા સંબંધો છે અને તેઓ એક-બીજાના ઘરોમાં આવતા-જતા હોય છે. અલીગઢમાં આ પ્રમાણ ખૂબ ઓછું છે. કાલીકટમાં જુદા-જુદા ધર્મો અને સંપ્રદાયોના લોકોને એક-બીજાના નજીક લાવવામાં ત્યાંની સંસ્થાઓનું પણ મોટું યોગદાન છે. વેપારીઓની સંસ્થાઓ, લાયન્સ અને રોટરી ક્લબ, કુલીઓની સંસ્થાઓ, રિક્ષા-ચાલકોની સંસ્થાઓ, આર્ટને પસંદ કરવાવાળાઓની સંસ્થા, રીડર્સ ક્લબ, ટૂંકમાં જાત-જાતની સંસ્થાઓ જુદા-જુદા ફિરકાઓ અને ધર્મોના લોકોને એક-બીજાના નજીક લાવે છે. સંયોગથી સાંપ્રદાયિક ભાવનાઓના તણખાઓ જોવા મળે તો પણ આ સામાજિક સંબંધો તેને ભડકવા નથી દેતા. દૈનિક અને નિત્ય સંબંધો ગેરસમજોને સમયસર દૂર કરવામાં સહાયક બને છે.[૩૦]

અલીગઢ અને કાલીકટમાં એક બીજો ફરક, જે પ્રોફેસર વર્શનીએ નોંધ્યો છે, તે બંને શહેરોના આર્થિક જીવન અને આર્થિક સંબંધો છે. કાલીકટમાં હિંદુઓ અને મુસલમાનોના વેપારો અને આર્થિક પ્રવૃત્તિઓ એક-બીજાથી જોડાયેલ છે. એક મુસલમાન વેપારી, હિંદુ હોલસેલર્સથી લાખોનો માલ-સામાન ઉધાર લે છે અને તેને બજારમાં વેચે છે. બંને એક-બીજા પર નિર્ભર પણ છે અને બંનેને એક-બીજા પર વિશ્વાસ પણ છે. સાંપ્રદાયિક અથડામણ બંને માટે હાનિકારક બની જાય છે. આવો સમાજ તણાવ અને ફરિયાદોને દૂર કરવા ઉપાયો સ્વયં શોધી લે છે. સાંપ્રદાયિક શાંતિ અને સૌહાર્દ આખા સમાજની સામૂહિક જરૂરત બની જાય છે.

આ જ કારણ છે કે સાંપ્રદાયિક તણાવ અને હિંસા મોટાભાગે શહેરોની વિશેષતા રહી છે. ગામડાઓ સામાન્ય રીતે શાંત રહ્યા છે. રમખાણોનો ઇતિહાસ બતાવે છે કે

૩૦. Ashutosh Varshaney : 'Ethnic Conflict and Civil Life : Hindus and Muslims in India', Yale University Press, Connecticut, 2003, Ch-5, Pages 119-148.

રમખાણો કાં તો શહેરોમાં થાય છે અથવા શહેરોમાં ભડકવાવાળી આગ આસ-પાસના ગામડાઓને પોતાની લપેટમાં લે છે. આનું કારણ એ જ છે કે ગ્રામ્ય વિસ્તારોમાં જુદા-જુદા ધર્મોના લોકો વચ્ચે સામાજિક સંબંધો પણ હોય છે અને આર્થિક જીવન પણ એક-બીજા પર નિર્ભર હોય છે. જે બળો સાંપ્રદાયિકતા કે કોમવાદ ફેલાવવા માગે છે તેમનું મૂળ લક્ષ્ય એ જ છે કે આ સામાજિક સંબંધો ઓછામાં ઓછા થઈ જાય અને બંને ધર્મોની એક-બીજા પરની નિર્ભરતા પણ ઓછામાં ઓછી હોય.

સામાજિક સંબંધોમાં દરરોજના સામાન્ય સંપર્કોનું પણ મહત્ત્વ છે અને એવી સંસ્થાઓ અને પ્લેટફોર્મોનું પણ મહત્ત્વ છે જે બંને ફિરકાઓને મેળવી શકે. જર્મન સમાજશાસ્ત્રી Jurgen Habermas એ 'સાર્વજનિક વર્તુળ' (Public Sphere)નું દૃષ્ટિબિંદુ પ્રસ્તુત કર્યું હતું. સાર્વજનિક વર્તુળ, સામાજિક જીવનનો એ ભાગ છે, જેમાં લોકો એક-બીજાના નજીક આવે છે, લોકોની સામાન્ય સમસ્યાઓ અંગે વાતચીત કરે છે, એક-બીજાના માનસ પર પ્રભાવ ઊભો કરે છે અને એ રીતે રાજકીય પ્રવૃત્તિને પણ પ્રભાવિત કરે છે. Bahermas મુજબ 'જીવનની દુનિયા' (Life-world) એવા સંબંધો અને વાતચીત છે, જે સામાન્ય અને દૈનિક માનવીય સંપર્કો દ્વારા બને છે.[૩૧] આમાં ગામડાઓમાં પરસાળો અને ખાટલાઓની તેમજ શહેરોમાં ચા-નાસ્તાની દુકાનોની બેઠકો, બાળકો વચ્ચે ખેલકૂદના સંબંધો, પારિવારિક સુખ-દુ:ખના પ્રસંગો, મેળાઓ અને તહેરવારોના અવસરો પર સંપર્કો વગેરે સામેલ છે; અને વ્યવસ્થા કે System થી અભિપ્રેત એ સંપર્કો અને સંબંધો છે, જે સંસ્થાઓ અને સંગઠનો દ્વારા અને વિધિસર રીતે ઊભા થાય છે. સંસ્થાગત સાંપ્રદાયિકતાના સામના માટે આ બે સ્તરે કામ કરવું જરૂરી છે.

એક મોટી આવશ્યકતા એ છે કે દૈનિક જીવનમાં ફિરકાઓ વચ્ચે સંપર્કો અને સંબંધોને વધારવામાં આવે. લઘુમતીઓને સાર્વજનિક જીવનથી અલગ કરવા સંસ્થાગત સાંપ્રદાયિકતાનું અને ફાસીવાદનું મુખ્ય લક્ષ્ય હોય છે. અલગ રહેઠાણ વિસ્તારો, અલગ રાજકીય પક્ષો, અલગ શૈક્ષણિક અને આર્થિક સંસ્થાઓ, અલગ ધંધા-વેપારના વિસ્તારો અને બજારો, આમ અલગ કરીને અને તેમના અલગ પ્રકારના વાડાઓ (Ghettos) બનાવીને લઘુમતીઓ અને બહુમતી વચ્ચે સંપર્કો અને સંબંધોને ઓછામાં ઓછા કરી નાખવામાં આવે અને એ રીતે કોમવાદ અને સાંપ્રદાયિકતાના મૂળને મજબૂત કરવામાં

૩૧. Jurgen Habermas : 'Further Reflections on the Public Sphere', In Habermas and the Public Sphere, Ed. Craig Calhoun, Translation : Thomas Burger, MIT Press, Cambridge, 1992.

મદદ મળે છે, તેમજ અફવાઓ ફેલાવીને, જૂઠા મીડિયા-પ્રોપેગન્ડા દ્વારા અને ગેરસમજોનો પ્રસાર કરીને ભાવનાઓને ભડકાવીને હિંસાની તકો પણ સરળતાથી ઊભી કરી શકાય છે. તેથી સાંપ્રદાયિકતાનો સામનો કરવા માટે જરૂરી છે કે સાર્વજનિક જીવનના નિર્માણનો એવો પ્રયત્ન કરવામાં આવે કે હિંદુઓ અને મુસલમાનો વચ્ચેના સંપર્કો અને સંબંધો વધે અને તે દૈનિક જીવનના આધારે હોય.

સામાન્ય સંપર્કો ઉપરાંત આ પ્રકારના સંબંધોને ગાઢ અને વિશ્વસનીય બનાવવા માટે વિધિસરના અને સંસ્થાગત પ્રયાસો પણ જરૂરી છે. કોમી રમખાણો વિશે કામ કરનારાઓ મોટાભાગના નિષ્ણાતો ભીવંડીની મહોલ્લા કમિટીઓનો ઉલ્લેખ અવશ્ય કરે છે. ૧૯૮૪ના કોમી રમખાણો પછી ભીવંડીના પોલીસ કમિશ્નર સુરેશ ખોપડેએ દરેક મહોલ્લાની એક અનોખી અને ખૂબ અસરકારક વ્યવસ્થા ઊભી કરી હતી. તેમણે પ્રત્યેક મહોલ્લામાં પચ્ચીસ હિંદુઓ અને પચ્ચીસ મુસલમાનોને લઈને એક-એક કમિટી બનાવી હતી અને એ રીતે ૭૦ કમિટીઓ આખા શહેરમાં બનાવી હતી. દર પંદર દિવસમાં આ કમિટીઓની મીટિંગ થતી, જેમાં સ્થાનિક પ્રશ્નોની પણ ચર્ચા થતી અને પરસ્પર ગેરસમજો અને ફરિયાદોનું પણ સમયસર સમાધાન કરી લેવામાં આવતું. ૧૯૯૨ પછી, જ્યારે મુંબઈ પોતાના ઇતિહાસના સૌથી ખરાબ રમખાણોનો સામનો કરી રહ્યું હતું, પાડોસમાં ભીવંડી શાંતિપૂર્ણ રહ્યું. આનો શ્રેય આ જ કમિટીઓને જાય છે. આ કમિટીઓએ આશરે બે દશકાઓ સુધી શહેરમાં કોમી શાંતિ અને સુસંવાદિતા યથાવત રાખી અને જ્યારે આ નેટવર્ક ખૂબ નબળું થઈ ગયું તો લાંબા સમય પછી ૨૦૦૬ માં કોમી અથડામણો થઈ. આ મહોલ્લા કમિટીઓ આખી દુનિયામાં સમાજશાસ્ત્રીઓના રસનો વિષય બન્યો. એક જાપાની સમાજશાસ્ત્રી Miharu Yui એ આ કમિટીઓ પર રસદાયક સંશોધન કર્યું છે.[૩૨]

હાલ વાતચીત અને વિચાર-વિમર્શનું એક મહત્ત્વનું પ્લેટફોર્મ સોશ્યલ મીડિયા પણ છે. સમાજશાસ્ત્રીઓનું એક જૂથ સોશ્યલ મીડિયાને સાર્વજનિક વર્તુળ (Public Sphere)ના રૂપમાં જોઈ રહ્યું છે. એ જરૂરી છે કે સોશ્યલ મીડિયા પર પણ હિંદુઓ અને મુસલમાનો પરસ્પર વાતચીત કરે અને તેમના વચ્ચે વિચાર-વિમર્શ થાય. આ એટલા માટે જરૂરી છે કે વિશેષરૂપે નવયુવાનોમાં સોશ્યલ મીડિયા પરંપરાગત સાર્વજનિક વર્તુળની

૩૨. Miharu Yui : 'Effectiveness of Riot Prevention through Community Policing in India', The Practices of Mahalla Committees, In International Journal of Social Science and Humanity, Vol. 5, No. 10, October 2015, Singapore, P. 865-871.

જગ્યા લઈ રહ્યું છે. બજારોમાં, ચા-પાણીની કીટલીઓ અને દુકાનોમાં તથા ચોતરાઓ અને ઓટલાઓ પર બેસીને વાતચીત કરવાનું વલણ ઓછું થઈ રહ્યું છે અને સોશ્યલ મીડિયા દ્વારા વાતચીત વધી રહી છે. પશ્ચિમ ઉત્તરપ્રદેશના કોમી રમખાણોની પરિસ્થિતિ વિશે જે સામાજિક અનુભવો સામે આવ્યા છે, તેમાં ત્યાંની પરિસ્થિતિ માટે વ્હૉટ્સ-એપ જેવા પ્લેટફોર્મોને પણ જવાબદાર ઠેરવવામાં આવ્યા છે.(૩૩)

સોશ્યલ મીડિયાએ પ્રત્યક્ષ સંબંધો ખૂબ ઓછા કરી નાખ્યા છે. લોકોના, અને વિશેષરૂપે નવયુવાનોના સમયનો મોટો ભાગ મોબાઈલ ફોન પર પસાર થાય છે. શહેરોમાં અને શિક્ષિત લોકોમાં આ અભાવનું કંઈક અંશે નિવારણ સોશ્યલ મીડિયા નેટવર્ક્સ દ્વારા થાય છે, જે એક પ્રકારનું પ્રત્યક્ષ નહીં પણ હકીકતમાં સાર્વજનિક વર્તુળ (Virtual Public Sphere) બનાવે છે. પરંતુ અલ્પ-શિક્ષિત અને ગ્રામિણ વસ્તીમાં કમ્પ્યુટર અને વર્લ્ડ-વાઈડ વેબથી જોડાયેલ સોશ્યલ મીડિયા પ્લેટફોર્મોની તુલનામાં વ્હૉટ્સ-એપ જેવા પ્રાઈવેટ પ્લેટફોર્મ વધારે પ્રચલિત હોય છે. વ્હૉટ્સ-એપ જેવા પ્લેટફોર્મોને નિષ્ણાતો એટલા માટે સોશ્યલ મીડિયામાં સામેલ નથી કરતા કે તેનાથી સામાજિક સંપર્કો વ્યાપક કરવામાં મદદ મળતી નથી, બલ્કે કેવળ સીમિત નજીકના વર્તુળમાં ચિત્રો અને ટેક્ષ્ટ-મેસેજને શૅર કરવામાં મદદ મળે છે. વ્હૉટ્સ-એપ વગેરેના મર્યાદિત ગ્રુપોમાં એક જ પ્રકારના વિચાર અને માનસિકતા ધરાવતા લોકો વચ્ચે માહિતી અને વિચારોની આપ-લે થાય છે. પરિણામે બીજા ધર્મો કે ફિરકાઓ સાથે માહિતીની કોઈ આપ-લે (Communication) થતી નથી. જૂઠી અને ખોટી વાતો જ નહિં, બલ્કે બનાવટી-ઉપજાવી કાઢેલા ચિત્રો અને વીડિયો સુદ્ધાં ખૂબ ઝડપથી ફેલાવા લાગે છે અને અફવાઓ જંગલની આગની જેમ પ્રસરી જાય છે; અને બીજા ધર્મો અને ફિરકાઓથી પ્રત્યક્ષ સંબંધ ન હોવાને કારણે આ ગેરસમજોના નિવારણની પણ કોઈ સંભાવના રહેતી નથી. કોમવાદ અને સાંપ્રદાયિકતાના ઉન્મૂલન માટે જરૂરી છે કે સોશ્યલ મીડિયાની શક્તિનો વ્યાપક પ્રજાકીય સંપર્ક અને આંતર-ધર્મીય સંપર્ક, વાતચીત અને વિચાર-વિમર્શ માટે ઉપયોગ કરવામાં આવે.

આ ચર્ચાનો ખરો નિષ્કર્ષ એ જ છે કે સાંપ્રદાયિકતાને માત્ર રાજકીય સમસ્યાના રૂપમાં જોવામાં ન આવે. આ એક ચોતરફી પડકાર છે અને તેના ઊંડા સામાજિક મૂળિયાઓ છે. તેથી દરેક સ્તરે આનો સામનો જરૂરી છે અને વિશેષરૂપે સામાજિક અને સાર્વજનિક સ્તરે એક ચોતરફી કાર્યક્રમની આવશ્યકતા અનુભવાય છે.

33. Apurva, Dipankar Ghose : 'Muzaffar Nagar Riots used What's App...' in Indian Express, September 12, 2013.

## દેશમાં શાંતિ અને સલામતીનું વાતાવરણ :

કોમવાદ અને સાંપ્રદાયિકતાના સામના ઉપરાંત, એ વાત પણ જરૂરી છે કે મુસલમાનો આ દેશમાં શાંતિ અને સલામતીનું વાતાવરણ કાયમ રાખવા, કાનૂનના શાસનને મજબૂત કરવા અને અહીં ન્યાય અને ઇન્સાફને વિશ્વસનીય બનાવવાનો સંઘર્ષ કરે. સાંપ્રદાયિક અને જાતિ-જ્ઞાતિના ભેદભાવો અને વિવાદો, હદથી વધારે ભૌતિકવાદી માનસિકતા, લાલસા અને સ્વાર્થ તેમજ ભ્રષ્ટાચાર અને વૈશ્વિક શક્તિઓનો હસ્તક્ષેપ અને આતંકવાદ એ શાંતિ અને સલામતી તથા ન્યાય અને ઇન્સાફના માર્ગમાં કેટલીક મોટી-મોટી રુકાવટો છે. આ રુકાવટોને દૂર કરવા માટે મુસલમાનોએ સિવિલ સોસાયટી સાથે ખભે-ખભા મેળવીને સક્રિય ભૂમિકા નિભાવવી જોઈએ, અને એ કોશિશ કરવી પડશે કે આ દેશ એક એવા 'દારુલ અમ્ન' (શાંતિ-કેન્દ્ર)માં પરિવર્તિત થઈ જાય, જ્યાં ઈસ્લામ પર અમલમાં, તેના પ્રચાર-પ્રસાર અને ઈસ્લામથી જોડાઈ જવામાં કોઈ મોટો અવરોધ સામે ન રહે અને મુસલમાનો પણ પોતાની સુરક્ષા, સલામતી અને બચાવની મૂળભૂત સમસ્યામાં ઉલઝીને ન રહી જાય, બલ્કે પોતાના કર્તવ્યપાલનની જવાબદારીઓ તરફ એકાગ્રતાથી ધ્યાન આપી શકે.

મુસલમાનો દેશની બીજી સૌથી મોટી બહુમતી છે. એ સંદર્ભમાં તેમની જવાબદારી માત્ર તેમના સામાજિક, આર્થિક અને રાજકીય પ્રશ્નો સુધી સીમિત નથી રહેતી. તેઓ આખા દેશ માટે જવાબદાર છે અને વિશેષરૂપે બીજી લઘુમતીઓ અને કમજોર-વંચિત વર્ગોની જવાબદારી તેમના શિરે આવે છે. એ બધાની સમસ્યાઓના ઉકેલ માટે સરકારનું ધ્યાન દોરવું, તેની ભૂલો અને ખોટી દિશા પર તેને સાવધાન કરવું, સાચી દિશા અને સાચી નીતિઓ તરફ અંગૂલિ-નિર્દેશ કરવો, અને તેના માટે પ્રજા-મત જાગૃત કરવો, આ બધું આપણી જવાબદારીઓમાં સામેલ છે. આના વડે જ આપણે અહીંના પીડિત અને અશક્ત વર્ગોને જોડી શકીએ છીએ, તેમના તારણહાર બની શકીએ છીએ, દેશના સામાન્ય લોકો માટે દયા અને કૃપા બની શકીએ છીએ. આ આપણા સ્થાન અને પદનો તકાદો પણ છે અને આ દેશમાં પ્રતિષ્ઠિત સ્થાનની પ્રાપ્તિ માટે એક આવશ્યક શરત પણ છે. તેના માટે જરૂરી છે કે મુસલમાનો આ દેશના લોકોમાં જાગૃતિ આણવાની કોશિશ કરે, ન્યાય-પ્રિય તત્ત્વોને જોડે અને સત્તાધારી વર્ગ સાથે પણ સંવાદ કરે.

ભારતની વર્તમાન પરિસ્થિતિમાં કેવળ મુસ્લિમ લઘુમતીઓ અને દલિત જ નથી, બલ્કે ખ્રિસ્તી, સિખ અને બૌદ્ધ લઘુમતીઓ, દલિતોની સાથે-સાથે આદિવાસીઓ

અને અન્ય કમજોર વર્ગો, ભાષાકીય લઘુમતીઓ, માનવ-અધિકારો અને નાગરિક અધિકારો માટે કામ કરતા લોકો, પર્યાવણરની ચિંતા કરવાવાળા લોકો, સાંપ્રદાયિક આક્રમક અને હિંસક વલણથી હટીને વૈચારિક અને બૌદ્ધિક વલણ રાખવાળા લોકો, ખેડૂતો, મજૂરો, નાના વેપારીઓ, વૈકલ્પિક નીતિઓની હિમાયત કરનારાઓ... આ સૌ લોકો પરેશાન છે; અને હકીકત એ છે કે આ બધા મળીને દેશની ઘણી મોટી બહુમતી બની જાય છે. પરંતુ એ વિચિત્ર પરિસ્થિતિ છે કે વસ્તીનો આટલો મોટો ભાગ એક ખૂબ જ નાની લઘુમતીની સામે વિવશ છે ! આપણી એ કોશિશ હોવી જોઈએ કે આ બધા એક અને સંગઠિત થઈને અત્યાચાર, અન્યાય તેમજ દેશ અને કોમ માટે હાનિકારક નીતિઓ અને પગલાઓનો વિરોધ કરે.

મુસલમાનો ઇસ્લામના દિવ્ય સંદેશના વાહક છે. તેઓ કોઈ વર્ગીય સંઘર્ષ કે જાત-પાતની લડાઈમાં પક્ષકાર નથી બની શકતા. તેમની લડાઈ કોઈ વિશેષ જાત, ફિરકા કે વર્ગ વિરુદ્ધ નથી હોઈ શકતી. પરંતુ માનવોમાં અનુચિત ભેદભાવ કર્યા વગર તેમણે સત્ય અને ન્યાયના સંઘર્ષમાં પીડિતોનો ભરપૂર સાથ-સહકાર આપવો જોઈએ. બધાને ન્યાય અપાવવો અને અન્યાયને સમાપ્ત કરવો નિશ્ચિતપણે તેમની જવાબદારી છે, અને તેના માટે પોતાના મૂળભૂત સિદ્ધાંતોની અવગણના કર્યા વગર તમામ કમજોર વર્ગોની સાથે એકતા સ્થાપવી જોઈએ.

દેશની સમસ્યાઓના ટૂંકા ગાળાના ઉકેલ અને તાત્કાલિક લેવાના થતા પગલાઓનો જ્યાં સુધી પ્રશ્ન છે, તેના માટે વ્યાપક રીતે દેશબાંધવોથી સંપર્ક અને સંબંધ, તેમનાથી પરિણામદાયી સંવાદ અને તેમના સાથે સહભાગી થવું જરૂરી છે. એ પણ જરૂરી છે કે મુસલમાનો તેમના પ્રશ્નોમાં પણ રસ દાખવે અને સહિયારા હેતુઓ માટે તેમના સાથે મળીને કામ કરે. આ કામ દરેક સ્તરે થવું જોઈએ. આ કામ ઉચ્ચ નેતૃત્વના સ્તરે પણ કરવાની આવશ્યકતા છે અને પ્રજાના સ્તરે પણ સુસંવાદિતા માટે ગામે-ગામ અને પ્રત્યેક વસ્તીના સ્તરે પણ આ પ્રકારના સમન્વયને વિશ્વસનીય બનાવવાની જરૂર છે. આ પરિસ્થિતિનો સ્થાયી અને આધારભૂત ઉકેલ એ છે કે દેશવાસીઓ ઇસ્લામથી યથાયોગ્ય વાકેફ હોય, તેમની ગેરસમજો દૂર થાય, ઇસ્લામનો સંદેશ તેમના સુધી પહોંચે અને મુસલમાનો પોતાના વાણી અને વર્તનથી ઇસ્લામની સાક્ષી આપવાવાળા બને. ખરો ઉકેલ આ જ છે. બાકી જ્યાં સુધી શુદ્ધ મુસ્લિમ રાજકીય શક્તિનો સંબંધ છે, મારો અંગત વિચાર એ છે કે ભારત જેવા દેશમાં તેની સફળતાની

સંભાવનાઓ ખૂબ જ મર્યાદિત છે અને દેશના ઘણા-બધા વિસ્તારોમાં તો આ પ્રકારનું રાજકારણ ખૂબ જ નુકસાનકારક (Counter-productive) પુરવાર થાય છે.

અલબત્ત, મુસલમાનો અન્ય સમાન વિચારસરણીવાળા અને ન્યાય-પ્રિય લોકોને સાથે લઈને ન્યાય અને ઇન્સાફના સમાન મૂલ્યોના આધારે રાજનીતિનો અનુભવ કરી શકે છે અને આ સંદર્ભમાં મારું માનવું એ છે કે આની સફળતાની શક્યતાઓ છે, અને આ જ મુસલમાનોના રાજકીય નિષ્પ્રભાવને દૂર કરવાનો માર્ગ છે. પરંતુ નિશ્ચિતપણે આ માર્ગ પણ સરળ નથી અને તેમાં અનેક પ્રકારના પડકારોનો સામનો છે. આ પડકારોનો સામનો લાંબા ગાળાના અને ધૈર્યપૂર્વકના સંઘર્ષથી જ થઈ શકે છે.

પહેલો પડકાર તો એ છે કે ભારતના વિશિષ્ટ રાજકારણમાં જાતિ-જ્ઞાતિ અને ફિરકાઓની અપીલ વગર લોકોને પ્રભાવિત કરવું સરળ નથી. સ્વયં મુસલમાનોને ભાવનાત્મક નારાઓની આદત પડી ગઈ છે. આ પરિસ્થિતિમાં લોકોને એ વાત માટે તૈયાર કરવા કે તેઓ બધાને સાથે લઈને રાજનીતિ કરે, એક લાંબું કામ છે. ધન-દોલત, ધોંસ અને ધાંધલી વગર રાજનીતિ પણ સરળ કામ નથી. ચરિત્રવાન અને સભ્ય લોકોને રાજનીતિમાં આગળ વધવા માટે ડગલે-ને-પગલે અવરોધો છે. દેખીતું છે કે આ બધી સમસ્યાઓ વર્ષો જૂની છે. આ સ્થિતિના પ્રવાહમાં વહી જવું સરળ છે અને પરિસ્થિતિથી ગભરાઈને પીછેહઠ કરવી પણ સરળ છે. પરંતુ એક જૂના અને શક્તિશાળી પ્રવાહ વિરુદ્ધ તરવું અને આ પ્રવાહને બદલવું સરળ નથી હોતું. આ લાંબો સંઘર્ષ માગે છે. બટન દબાવીને સ્ક્રીન પર પરિણામ જોવાની માનસિકતાની સાથે આ પ્રકારના ધૈર્ય માંગી લે એવા કામો નથી કરી શકાતા. પરંતુ હવે પરિસ્થિતિ ખૂબ ઝડપથી બદલાઈ રહી છે. મુસલમાનોમાં, વિશેષરૂપે નવી પેઢીમાં વાસ્તવદર્શી વલણ પેદા થઈ રહ્યું છે. તેઓ આજે પહેલાથી વધારે જાગૃત અને સંતુલિત સ્વભાવવાળા છે. દેશની પ્રજા પણ જાતિ-જ્ઞાતિના રાજકારણના નુકસાનને સમજી રહી છે. તેથી હું સમજું છું કે આ પ્રકારની રાજનીતિની તકો અને સંભાવનાઓ વધી રહી છે અને જે લોકો આવા અનુભવો કરી રહ્યા છે તેઓ જો પડકારોથી ગભરાઈને મેદાન ન છોડે અને મક્કમતાની સાથે અડગ રહે તથા લાંબા અને ધીરજ માગી લે એવા સંઘર્ષ માટે પોતાને તૈયાર રાખે, તો નિશ્ચિતપણે આ શક્તિઓ આગળ વધશે – ઇન્-શા અલ્લાહ.

આ લેખમાં કોશિશ કરવામાં આવી છે કે ભારતમાં મુસલમાનો સમક્ષ જે મુખ્ય સમસ્યાઓ છે તેનું વિશ્લેષણ કરવામાં આવે. સાંપ્રદાયિક ફાસીવાદના ઉદય, આતંકવાદ

અને તેના સંદર્ભમાં મુસલમાનોની પજવણી અને મુસલમાનોની સામાજિક નબળાઈ અને નિષ્પ્રભાવને મુખ્ય સમસ્યાના રૂપે વર્ણવવામાં આવેલ છે અને તેના લાંબા ગાળાના ઉકેલના સંદર્ભમાં પણ કેટલીક સૈદ્ધાંતિક વાતો મૂકવામાં આવી છે.

આ તમામ ચર્ચાના પ્રકાશમાં અને તેના સાર રૂપે દેશની વર્તમાન પરિસ્થિતિના અનુસંધાનમાં મુસલમાનો અને તેમના નેતૃત્વ માટે એક દસ મુદ્દાનો કાર્યક્રમ નીચે આપ-સૌ મહાનુભાવો સમક્ષ ચિંતન-મનન માટે પ્રસ્તુત કરવામાં આવે છે :

**(૧) હકારાત્મક વિચારસરણી :**

પહેલી જરૂરત હકારાત્મક વિચારસરણી અને એ સમજને પ્રચલિત કરવાની છે કે સમસ્યા અને મુશ્કેલીઓ તેમજ પડકારો જીવનનો ભાગ છે. મુસલમાનો તો એ વાત પર ઈમાન રાખે છે કે અલ્લાહની મરજી વગર દુનિયાની કોઈ શક્તિ તેમનું કંઈ નુકસાન કરી શકતી નથી.

قُلْ لَّنْ يُّصِيْبَنَآ اِلَّا مَا كَتَبَ اللّٰهُ لَنَا ۚ هُوَ مَوْلٰىنَا ۚ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ۝

(તેમને કહો, "અમને કદાપિ કોઈ (બૂરાઈ કે ભલાઈ) નથી પહોંચતી પરંતુ તે જે અલ્લાહે અમારા માટે લખી દીધી છે. અલ્લાહ જ અમારો માલિક છે, અને ઈમાનવાળાઓએ તેના જ ઉપર ભરોસો કરવો જોઈએ." - સૂરઃ તૌબા, ૫૧)

રસૂલુલ્લાહ સલ્લ.એ ફરમાવ્યું :

واعلم ان الامة لواجتمعت على ان ينفعوك بشيئ لم ينفعوك الا بشيئ قد كتبه الله لك و لواجتمعوا على ان يضروك بشيئ لم يضروك الا بشيئ قد كتبه الله عليك۔

(જાણી લો કે જો આખી કોમ એ વાત પર એક થઈ જાય કે તમને કોઈ ફાયદો પહોંચાડે, તો તેઓ નથી પહોંચાડી શકતા, સિવાય તેના કે જે અલ્લાહે લખી દીધું છે અને જો આખી કોમ મળીને તમને કોઈ નુકસાન પહોંચાડવા માગે તો તેઓ નથી પહોંચાડી શકતા, સિવાય તેના જે અલ્લાહે લખી દીધું છે)[૩૪]

મુસલમાનો માટે પરીક્ષા કોઈ નવી વસ્તુ નથી. તેમનો સમગ્ર ઇતિહાસ પરીક્ષાઓથી ભરેલો પડ્યો છે. પરીક્ષાઓથી આપણે અલ્લાહનું શરણ માંગવું જોઈએ,

૩૪. સુનન અલ-તિરમિઝી, કિતાબ સિફતુલ કયામહ વલ-રકાઈક વલ-વરઅ અનૂ રસૂલુલ્લાહ સલ્લ., બાબ : મનહ, રિવાયત : અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિ., સહીહ અલ-બાની.

પરંતુ તેની સંભાવનાની અવગણના કરવાની નથી. એ પરીક્ષાઓ ફરી આવી શકે છે. જો, અલ્લાહ ન કરે, આપણે કોઈ પરીક્ષાનો સામનો કરવો પડે, તો આપણે હિંમત ન હારવી જોઈએ. બીજેપી માત્ર એક રાજકીય પક્ષ છે, બલ્કે એક વૈચારિક આંદોલન છે. આ આંદોલન લાંબા સમયથી સક્રિય છે અને ૨૦૧૪ ના પરિણામોથી ખૂબ પહેલા તેણે શક્તિના ઘણા કેન્દ્રો પર પોતાની પકડ મજબૂત કરી લીધી છે.

આઝાદી પહેલા અને આઝાદી પછી તરત જ સ્વયં કોંગ્રેસનું એક મોટું જૂથ આ વિચારધારાનું રાજકીય પ્રતિનિધિત્વ કરતું હતું. આ જ જૂથ આ દેશના વિભાજનનું ખરું જવાબદાર છે. તેણે જ રમખાણોને ભારતના ઇતિહાસનો સ્થાયી ભાગ બનાવ્યો. તેણે જ યોજનાબદ્ધ રીતે ઉર્દૂ ભાષાના મૂળ ઉખેડ્યા. ઠેક-ઠેકાણે મસ્જિદ-મંદિરના બનાવટી વિવાદો ઊભા કર્યા. પોલીસ અને વહીવટી-તંત્રમાં પૂર્વગ્રહનું ઝેર ઘોળ્યું. હંગામી અને ભાવનાત્મક સમસ્યાઓમાં મુસલમાનોને ઉલઝાવ્યા. તેમના નેતૃત્વને અશક્ત અને નબળું બનાવ્યું. દેશની ગુપ્તચર શાખાઓ ઘણા સમય પહેલાથી જ આ જૂથના અંકૂશમાં છે. તેથી કેવળ બીજેપીના ફરીથી જીતી જવાથી કોઈ મોટા પરિવર્તનની શક્યતા નથી. પરિવર્તનનું કાર્ય આઝાદી પછીથી જ ચાલુ છે. મુસલમાનો તેનો સામનો કરી રહ્યા છે અને કરતા રહેશે.

**(૨) અતિ ભાવનાશીલતાથી બચવું :**

મુસલમાનોએ સામાન્યતઃ અને ભારતીય મુસલમાનોએ વિશેષરૂપે પોતાના વર્તમાન ઇતિહાસમાં સ્વયંને સૌથી વધારે નુકસાન પોતાની અતિ ભાવનાશીલતાથી પહોંચાડ્યું છે. ભાવનાશીલતા કેવળ હિંસાનું નામ નથી. ભાવનાશીલતાના તોફાનમાં સમજ્યા-વિચાર્યા વગર લેવામાં આવતા શંતિપૂર્ણ પગલાઓ પણ ખૂબ વિનાશક હોઈ શકે છે. અતિ ભાવનાશીલતાનું સૌથી મોટું નુકસાન એ થાય છે કે વિવેક-બુદ્ધિ અને સમજદારીનો પાલવ આપણા હાથથી છૂટી જાય છે. એ ભાવનાશીલતાની તીવ્રતા જ છે, જે આપણામાંથી કેટલાક પર અંતિમવાદનો તાવ ચઢાવી દે છે અને કેટલાક નિરાશા અને હતાશામાં ગરકાવ થઈ જાય છે. આ જ ઝનૂનના કારણે આપણે આપણા પોતાના પ્રિય લોકોની ખરાબીઓને નથી જોઈ શકતા અને અપ્રિય લોકોની ખૂબીઓ તરફ ધ્યાન જ નથી આપતા. આ જ ઝનૂનના પરિણામે આપણે અહીંની બહુમતી વર્ગના મન અને ભાવનાઓને સમજી શકતા નથી, અને ન તેમનાથી સંવાદ કરી શકીએ છીએ. એ અતિ ભાવનાશીલતા જ છે કે અણગમતી પરિસ્થિતિ અને ઘટનાઓ પર આપણી પ્રતિક્રિયા

તાત્કાલિક તેમજ ગુસ્સા અને ઉશ્કેરાટની પૂરેપૂરી શક્તિની સાથે આપીએ છીએ. પરંતુ પરિસ્થિતિની સુધારણાની ધીર-ગંભીર અને લાંબા ગાળાની કોશિશો માટે આપણે સ્વયંને તૈયાર નથી કરી શકતા.

આપણી વિડંબના છે કે નેતૃત્વનું કાર્ય પણ મોટાભાગે આ જ લોક-ભાવનાના પ્રતિનિધિત્વ સુધી સીમિત બનીને રહી ગયું છે – ઇલ્લા માશા-અલ્લાહ – નેતૃત્વ નામ છે પરિવર્તનની દૃષ્ટિ (Vision)નું. ખરું નેતૃત્વ એ છે, જે વર્તમાનને બદલવાનું સ્વપ્ન પણ બતાવે અને હિંમત અને ઉમંગ પણ પેદા કરે. દુર્ભાગ્યે મિલ્લતે ઇસ્લામિયા (મુસ્લિમ સમુદાય)માં લોક-ભાવના આગળ છે અને નેતૃત્વ પાછળ; બલ્કે પત્રકારત્વ અને વિવેક-બુદ્ધિનું કામ પણ માત્ર લોક-ભાવનાના પ્રતિનિધિત્વ સુધી સીમિત બનીને રહી ગયું છે. હવે પહેલાથી વધારે એ જરૂરી બની ગયું છે કે મુસલમાનો વાસ્તવદર્શી બને. ઠંડા દિલો-દિમાગની સાથે વિચારવા અને નિર્ણય કરવાની યોગ્યતા વિકસાવે. આંધળી અતિ ભાવનાશીલતાથી બચે. એ ચશ્માને ઉતારી ફેંકે, જેનાથી તેઓ પરિસ્થિતિઓ અને ઘટનાઓને જોવાના એદી બની ગયા છે.

એ આપણા નેતૃત્વની જવાબદારી છે કે તેઓ ઉમ્મતમાં ગંભીર સ્વભાવ પેદા કરે. લોકોને ભાવનાઓના પ્રવાહમાં વહેવા ન દે. પોતાને લોકોની નિરંકૂશ ભાવનાઓના તાબે ન કરે, બલ્કે લોકોનું પ્રશિક્ષણ કરે અને તેમનામાં ઠંડા દિલો-દિમાગની સાથે વિચારવા અને કામ કરવાની યોગ્યતા જગાવે. તેના માટે આવશ્યકતાનુસાર કઠોર નિર્ણયો કરે.

અવિચારી અને ઉતાવળિયા નિવેદનો, ઉશ્કેરણીજનક ભાષણો, નિરર્થક વિરોધ-અભિયાનો અને વિરોધ-પ્રદર્શનો દ્વારા આપણા મુસ્લિમ સમાજમાં મામૂલી યોગ્યતા ધરાવતા લોકો પણ સરળતાથી 'હીરો' બની જાય છે. 'હીરો' અને નેતા બનવાના આવા શોર્ટ-કટ માટે મુસ્લિમ સમાજ તરફથી પણ પ્રોત્સાહન ન મળવું જોઈએ અને મુસ્લિમ નેતૃત્વ તરફથી પણ ન મળવું જોઈએ. આ પ્રકારના નેતાઓ આપણા મુસ્લિમ સમાજની મોટાભાગની દુર્ઘટનાઓ માટે જવાબદાર છે. નવી પરિસ્થિતિમાં આ પ્રકારના નેતાઓ આપણને ખૂબ વધારે નુકસાન પહોંચાડશે. અપેક્ષિત લચકદાર અને સ્થિતિસ્થાપક (Resilient) વર્તનનું એક મુખ્ય લક્ષ્ય એ હોવું જોઈએ કે ઉમ્મતમાં એ જાગૃતિ આવે કે તેઓ આ પ્રકારના મૂર્ખ અને અપરિપક્વ મિત્રોની મૂર્ખતાઓનો ભોગ ન બનવા પામે.

**(૩) પોતાનો બોજ અને જવાબદારી (Charge) પોતે લો :**

સામાજિક મનોવિજ્ઞાનની ચર્ચાઓમાં નિયંત્રણના આંતરિક સ્રોત (Internal

Locus of Control)ને લચક અને સ્થિતિસ્થાપકતાની મુખ્ય આવશ્યકતા માનવામાં આવેલ છે.[૩૫] આનો અર્થ એ છે કે આપણે આપણો 'ચાર્જ' આપણે પોતે લઈએ. આપણે એ માની લઈએ કે આપણી બધી નબળાઈઓ કેવળ આપણા પોતાના કારણે છે. આપણે શિક્ષણમાં પાછળ છીએ, આપણી આર્થિક સ્થિતિ ખરાબ છે, જેલોમાં વધારે પડતા આપણા લોકો છે, રાજકારણમાં આપણો પ્રભાવ નથી, મીડિયામાં આપણા દૃષ્ટિબિંદુનું પ્રતિનિધિત્વ નથી થતું; તો આ બધાના કારણો સરકારની નીતિઓ, બીજાઓના પૂર્વગ્રહો અને પક્ષપાત, ફલાણા-ફલાણાના કાવતરાઓ વગેરેમાં જોવાને બદલે આપણે આપણામાં જોઈએ. આપણે એ માની લઈએ કે આ બધા માટે સૌથી વધારે આપણે પોતે, આપણું નેતૃત્વ, આપણા ચુનંદા અને ભદ્ર લોકો (Elites), આપણી સંસ્થાઓ અને સંગઠનો અને આપણો સમાજ જવાબદાર છે.

إِنَّ ٱللَّهَ لَا يُغَيِّرُ مَا بِقَوْمٍ حَتَّىٰ يُغَيِّرُوا۟ مَا بِأَنفُسِهِمْ

(હકીકત એ છે કે અલ્લાહ કોઈ કોમની હાલત ત્યાં સુધી બદલતો નથી જયાં સુધી તે સ્વયં પોતાના લક્ષણો બદલતી નથી - સૂરઃ રઅદ, ૧૧)

નવી રાજકીય પરિસ્થિતિનું એક હકારાત્મક પાસું એ સમજાય છે કે તેનાથી, ઈન્-શા અલ્લાહ, મુસલમાનો એ બનાવટી ટેકા-લાકડીઓને હટાવીને ફેંકી દેશે, જેમણે તેમને કૃત્રિમ રીતે અપંગ બનાવી રાખ્યા છે. સેક્યૂલર રાજકીય પક્ષો પર હદથી વધારે આધાર, પોતાની સમસ્યાઓના ઉકેલ માટે સરકારોથી અપેક્ષાઓ તેમજ માંગણીઓ અને વિરોધ-પ્રદર્શનોના રાજકારણે આપણી સામાજિક શક્તિને ક્રમશઃ નબળી કરી નાખી છે.

નિઃસંદેહ, આ દેશના નાગરિકની હેસિયતથી અહીંના સંસાધનોમાં આપણો હક્ક છે અને આપણે આપણો હક્ક પ્રાપ્ત કરવો જોઈએ. પરંતુ હક્ક પ્રાપ્ત કરવાની આ કોશિશના પરિણામે આપણે આપણી સામૂહિક જવાબદારીથી ગાફેલ ન બનવું જોઈએ અને ન તે આપણી નબળાઈનું કારણ બનવું જોઈએ.

જે દિવસે આપણે આપણી સમસ્યાઓ માટે પોતાને જવાબદાર સમજીશું અને તેના ઉકેલનો પૂરેપૂરો ચાર્જ પોતે લઈશું, તો તે પ્રગતિ અને સફળતાના રાજ-માર્ગ પર આપણું પહેલું પગલું હશે. આપણી કોઈપણ નિષ્ફળતા માટે બીજાઓને જવાબદાર

૩૫. N.R. Carison : 'Psychology, The Science of Behavior', Pearson Education, Canada, Toronto, 2007.

ઠેરવવાનું વલણ વાસ્તવમાં મેદાન છોડીને ભાગી જવું છે. જે વ્યક્તિ કે કોમને આ રીતે ભાગવાની આદત પડી જાય છે, તે ક્યારેક સફળતા પામી શકતી નથી. સફળ વ્યક્તિ પોતાની નિષ્ફળતાની જવાબદારી સ્વીકારે છે. તેના પરિબળો બહારથી વધારે પોતાના અંદર શોધે છે. બાહ્ય પરિસ્થિતિ તેના કાબૂમાં નથી હોતી, તેથી તેને તે અલ્લાહને હવાલે કરે છે; અલબત્ત અંદરની પરિસ્થિતિ પર તેનું નિયંત્રણ હોય છે. તે તેની સુધારણા કરે છે. વધારે શક્તિ અને વધારે સમજદારીની સાથે ફરી કોશિશ કરે છે, ત્યાં સુધી કે તે સફળ થઈ જાય છે.

જ્યારે કે એક નિષ્ફળ વ્યક્તિ પોતાની નિષ્ફળતાનો બધો ભાર બીજાઓ પર નાખીને સંતુષ્ટ થઈ જાય છે. નિષ્ફળતા પછી નિરર્થક વિલાપ અને વિરોધ સિવાય તેના પાસે કોઈ માર્ગ રહેતો નથી. આ જ મામલો કોમોનો પણ હોય છે. ભારતીય મુસલમાનોના વર્તમાન ઇતિહાસમાં આ વિલાપ અને વિરોધના વલણના ઘણા ઉદાહરણો મળી જશે.

જરૂર એ વાતની છે કે ભારતના મુસ્લિમ સમાજના આ સ્વભાવની સુધારણાનું અભિયાન ચલાવવામાં આવે. આપણી ક્ષમતાઓ અને શક્તિઓનો મોટો ભાગ પ્રતિક્રિયા પર આધારિત બાબતો (Reactive Issues)ના બદલે સક્રિય બાબતો (Proactive) પર લાગે.

**(૪) મતભેદ છતાં એકતા અને સંપ :**

મતભેદ છતાં હળી-મળીને કામ કરવા અને પ્રાથમિક કામોના ક્રમ (Hierarchy) અનુસાર સંકલન અને સહમતીની વ્યવસ્થાનો સ્વભાવ અને યોગ્યતા પેદા કરવામાં આવે. આપણા દેશમાં પ્રત્યેક રાજકીય પક્ષમાં હિતો અને વિચારોના વિભિન્ન પ્રવાહો જોવા મળે છે. તેમ છતાં એક વ્યાપક હેતુ અને હિત માટે તેઓ એક થઈ જાય છે. જુદા-જુદા રાજકીય પક્ષો થોડાક વધારે વ્યાપક હેતુઓ માટે સંઘ (Federation) બનાવે છે. ક્યારેક પ્રાદેશિક ફેડરેશન કોઈ રાષ્ટ્રીય ફેડરેશનનો ભાગ બની જાય છે. એ રીતે મતભેદો છતાં તેઓ હેતુઓના પ્રાથમિક અનુક્રમથી કેન્દ્રિત (Converge) બનતા જાય છે.

આ જ સ્થિતિ આંતરરાષ્ટ્રીય સ્તરે છે, જ્યાં પ્રાદેશિક ફેડરેશન છે. પ્રાદેશિક ફેડરેશન કોઈ અન્ય વ્યાપક ફેડરેશનનો ભાગ છે. હિતોના આધારે ફેડરેશન છે તેમજ વિકાસ અને બિનવિકાસના આધારે ફેડરેશન છે.

ભારતના મુસ્લિમ સમુદાયમાં આ કાર્ય હજુ પણ યથોચિત રીતે નથી થઈ રહ્યું. આપણા કેટલાક ફેડરેશન જે જોવા મળે છે, તેની પણ કોઈ અસર વર્તાતી નથી. અહીં

સહમતી માટે સંપૂર્ણ સહમતી જરૂરી છે, અને એ ભાવના જ જોવા મળતી નથી કે મતભેદની સાથે પણ હળી-મળીને કામ કરી શકાય છે. મસ્લકો (પંથો), ફિરકાઓ, જમાઅતો અને સંગઠનો વગેરે વચ્ચે પરસ્પર વાતચીત અને સંવાદ, મહત્ત્વના મામલાઓમાં સલાહ-મસ્લતનું કાર્ય હજુ પણ કમજોર છે, બલ્કે કદાચ પહેલાથી વધારે કમજોર છે.

આપણા જે ફેડરેશનો છે, તેમનો એજન્ડા પણ વધારે પડતો રક્ષાત્મક છે. જરૂર એ વાતની છે કે હકારાત્મક અને પહેલવૃત્તિવાળા એજન્ડાના આધારે ફેડરેશનો બને. આ ફેડરેશનો, ફેડરેશનના પ્રચલિત સિદ્ધાંતોના આધારે કામ કરે તથા સક્રિય અને પરિણામદાયી હોય. આપણા રાજકીય પક્ષો ફેડરેશન બનાવે. રાજકીય માર્ગદર્શન કરવાવાળી બિનરાજકીય સંસ્થાઓ એ પ્રકારનો પ્રબંધ કરે કે તેઓ જ્યારે પણ બોલે એક અવાજમાં બોલે અને મુસ્લિમ સમુદાયને વિરોધાભાસી સંકેતો અને નિર્દેશો ન મળે.

એ જ પ્રમાણે શિક્ષણ, આર્થિક વિકાસ, ઉમ્મતની સુધારણા તેમજ ઇસ્લામના આમંત્રણ અને પ્રચાર વગેરે મોરચાઓ પર જે કોશિશો થઈ રહી છે, તેમાં પણ સંકલન અને સંપર્ક જળવાય.

**(૫) દેશની બહુમતીથી સંવાદ :**

આપણે મિલ્લતની હેસિયતે આ દેશની બહુમતી સાથે સંવાદની જરૂરતને સમજીએ અને તેની યોગ્યતા પેદા કરીએ. આપણે તેમની માનસિકતાને પણ સમજવાની છે અને આપણી માનસિકતા તેમને સમજાવવાની છે. આ કાર્ય દરેક સ્તરે કરવાનું છે.

આપણા આગેવાનોએ તંદુરસ્ત અને અર્થસભર વાર્તાલાપનો ક્રમ શરૂ કરવાનો છે. આપણા બુદ્ધિજીવીઓએ ટીવીની ચર્ચાઓમાં, સમાચાર-પત્રોની કોલમોમાં અને બૌદ્ધિક સભાઓમાં સક્રિય બનીને ભાગ લેવાનો છે. આપણા નવયુવાનોએ સોશ્યલ મીડિયા પર તંદુરસ્ત ચર્ચાઓ શરૂ કરવાની છે અને તેમાં સામેલ થવાનું છે.

આ બધા કામો ભાવનાઓને કાબૂમાં રાખીને વિવેકપૂર્વક અને વસ્તુનિષ્ઠાની સાથે હેતુલક્ષી તેમજ સંમુખના મન અને માનસિકતાને સમજીને શિષ્ટતાથી કરવાના છે.

લોકતાંત્રિક સરકારોમાં સત્તાધીશોની સાથે ડાયલૉગ માત્ર ટેબલ પર બેસીને જ નથી થતા, બલ્કે આખા સમાજમાં ડાયલૉગનું કાર્ય ચાલતું હોય છે. સમાજ સ્તરે વાતચીત

પણ આપણી મુખ્ય પ્રાથમિકતા હોવી જોઈએ. સેક્યૂલરિઝ્મ, મૂળભૂત અધિકારો, રાષ્ટ્રવાદ, રાષ્ટ્રીય સંસ્કૃતિ, પાડોસી દેશોથી સંબંધો, રક્ષા-નીતિ, બંધારણની અમુક કલમો, લઘુમતીની વ્યાખ્યા, લઘુમતીઓની ભૂમિકા અને તેમના હક્કો જેવા ઘણા પ્રશ્નો અંગે જે ચર્ચાઓ થઈ રહી છે, એ ચર્ચાઓમાં સક્રિય ભૂમિકા હવે કેવળ દા'વતી (ઇસ્લામના આમંત્રણ માટેની) અને વૈચારિક જરૂરત નથી રહી, બલ્કે આપણા અસ્તિત્વ અને આપણી મિલ્લી ઓળખની સુરક્ષાનો આ ચર્ચાઓથી ઊંડો સંબંધ જોડાઈ ગયો છે. સમાચાર-પત્રોના લેખો અને ટીવીની ચર્ચાઓમાં ભરપૂર, તર્કબદ્ધ અને પ્રભાવશાળી પ્રતિનિધિત્વ હવે આપણી અત્યધિક મિલ્લી જરૂરત છે. આપણી હરોળમાં આ અનુસંધાનમાં જે શૂન્યાવકાશ છવાયેલો છે તેને હવે આપણે વધારે સહન કરી શકતા નથી, અને ન એ વાત સાચી છે કે મીડિયા જાણી-જોઈને આપણી અવગણના કરે છે. જો આપણી હરોળોમાં ચર્ચા અને સંવાદ કરનારા સારા Debaters અને લેખકો હોય તો મીડિયા માટે તો આવા મુસ્લિમ બુદ્ધિજીવીઓ હાલની પરિસ્થિતિમાં સૌથી કીમતી ધરોહર છે.

આ દેશની બહુમતીથી સંવાદમાં અવરોરૂપ એક મોટી સમસ્યા, અર્થાત વ્યવહારૂ ધ્રુવીકરણ (Attitude Polarization)નો ઉપર ઉલ્લેખ આવી ચૂક્યો છે. આ જ પરિસ્થિતિના કારણે આપણા મોટાભાગના વિચારકોને સમસ્યાને 'અમારી સમસ્યાઓ' અને 'તેમની સમસ્યાઓ'માં વહેંચીને જોવાની આદત પડી ગઈ છે. વિશેષરૂપે મુસ્લિમ સંગઠનો અને આગેવાનોએ મહદ્અંશે મુસ્લિમ સમસ્યાઓ સુધી સીમિત રહેવાની અઘોષિત નીતિ અપનાવી રાખી છે. દેશની સામાન્ય સમસ્યાઓથી આપણી રુચિ વધારે પડતી ઉપરછલ્લી જ રહી છે. — ઇલ્લા-માશા અલ્લાહ !

બિનમુસ્લિમો સાથે દરરોજના વ્યવહારો છતાં વિવાદાસ્પદ સમસ્યાઓ પર બિનમુસ્લિમ માનસને પક્ષપાત (Confirmation Bias)થી ઉપર ઉઠીને સમજવાની કોશિશ ખૂબ ઓછી થાય છે. આની અસર સામાન્ય મુસ્લિમોની માનસિકતા (Psyche) પર પણ જોવા મળે છે.

આ પરિસ્થિતિ હવે બદલાવી ખૂબ જરૂરી છે. ઇસ્લામના મૂળભૂત સિદ્ધાંતોથી આપણો સંબંધ નિ:શંક અટલ રહેશે. પરંતુ આ રાજકીય અને સામાજિક સમસ્યાઓ અંગે, જેનો સંબંધ ઇસ્લામના મૂળભૂત સિદ્ધાંતો સાથે નથી, આપણે ડાયલૉગનું વાતાવરણ ઊભું કરવું જોઈએ. આપણું દૃષ્ટિબિંદુ પણ સમજાવવાની કોશિશ કરવી જોઈએ અને અહીંની બિનમુસ્લિમ બહુમતીના દૃષ્ટિબિંદુને પણ સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ.

આ સંવાદનું એક મુખ્ય લક્ષ્ય દા'વત (ઇસ્લામનું આમંત્રણ) પણ હોવું જોઈએ, જે આપણું મૂળ અનિવાર્ય કર્તવ્ય, આ ઉમ્મતનું ખરું મિશન અને જીવન-ધ્યેય છે. આ કાર્યનું મહત્ત્વ હવે પહેલા કરતાં અનેકગણું વધી ગયું છે. નવી પરિસ્થિતિનું એક મહત્ત્વનું પાસું એ છે કે આ અલ્લાહ તરફથી ચેતવણી છે કે જો ઉમ્મત પોતાના મૂળ અનિવાર્ય કર્તવ્યને અદા કરવા માટે આગળ નહીં આવે, તો અલ્લાહ તઆલા તેનાથી તેને પ્રાપ્ત તકો છીનવી લેશે. કાશ ! આ ચેતવણીને આપણે સમજીએ ! દા'વતના આ મૂળ અનિવાર્ય કર્તવ્ય તરફ ધ્યાન હવે વધી રહ્યું છે. પરંતુ આપણો અતિ ભાવનાશીલ સ્વભાવ અહીં પણ આપણાથી જાત-જાતની ભૂલો કરાવી રહ્યો છે. દા'વત ન તો ચર્ચામાં જીતવાનું નામ છે અને ન પોતાની કોમી શ્રેષ્ઠતાના પ્રદર્શનનું. દા'વત સહાનુભૂતિની સાથે, બંદાઓને અલ્લાહથી મેળવવાનું નામ છે. 'દાઈયાના' (અભિપ્રેરણાત્મક) સહાનુભૂતિ જો ઉમ્મતમાં પેદા થઈ જાય તો આપણી ઘણીબધી સમસ્યાઓ અને અહીંની બહુમતીની સાથે આપણા કેટલાય વિવાદો આપોઆપ હલ થઈ જશે.

**(૬) ઇસ્લામની વ્યવહારિક સાક્ષી :**

દીનની દા'વત (ઇસ્લામનું આમંત્રણ) માટે વ્યવહારિક સાક્ષી પણ આવશ્યક છે. વર્તમાન પરિસ્થિતિ નિશ્ચિતપણે ઇસ્લામના સંદર્ભમાં રુચિ વધારશે. પ્રખ્યાત ઇતિહાસકાર અલ્લામા શિબલી રહ., અલ્લામા સુલૈમાન નદવી રહ. અને અલ્લામા ઇકબાલ રહ.ના ઉસ્તાદ (ગુરૂ) પ્રોફેસર ટી.ડબલ્યુ. આર્નોલ્ડે પોતાના પ્રસિદ્ધ પુસ્તક 'ધી પ્રીચિંગ ઓફ ઇસ્લામ'માં ઐતિહાસિક પુરાવાઓથી એ સાબિત કર્યું છે કે ઇસ્લામના મહાનતમ્ 'દાવતી વિજયો' (Missionary Triumphs) મોટાભાગે એ કાળમાં અને વિસ્તારોથી સંબંધ ધરાવે છે, જ્યાં મુસલમાનો રાજકીય રીતે અત્યંત નબળા હતા.[૩૬]

જરૂર એ વાતની છે કે આ તકોના સૌથી શ્રેષ્ઠ ઉપયોગ માટે મુસ્લિમ સમાજને તૈયાર કરવામાં આવે. તેના માટે જ્યાં એ જરૂરી છે કે બહુમતી સમાજથી આપણો સંવાદ વધે, ત્યાં એ પણ જરૂરી છે કે ઇસ્લામની બરકતો મુસ્લિમ સમાજમાં સ્પષ્ટરૂપે જોવા મળે.

બિનમુસ્લિમોને મસ્જિદો અને મદ્રસાઓમાં આવવાના અને ઇસ્લામની શિક્ષાઓને સમજવાના, ઉપરાંત ઇસ્લામી ઇબાદતોના આત્માને જીવંતતા બક્ષનારા દૃશ્યોથી

૩૬. T. W. Arnold : 'The Preaching of Islam - A history of the Propagation of Muslims Faith', Constable and Company, London, 1913, P. 199.

પ્રભાવિત થવાના અવસરો મળતા રહે. રમઝાનમાં હલીમ અને શોપિંગથી વધારે રોઝા, ઈબાદતો અને ઝકાતની આધ્યાત્મિક બરકતો દેખાય. વ્યાજરહિત આર્થિક વ્યવસ્થા પર આધારિત જુદી-જુદી આર્થિક સંસ્થાઓ અને એકમો ઠેક-ઠેકાણે કામ કરવા લાગે. ઝકાતની વ્યવસ્થાની બરકતો ઓછામાં ઓછા અમુક શહેરોમાં ખૂબ સ્પષ્ટરૂપે દેખાવા લાગે તથા અર્થશાસ્ત્રીઓ, વિશ્લેષકોનું ધ્યાન આકર્ષિત કરવાનું માધ્યમ બને. દલિતો, આદિવાસીઓ, ખેડૂતો, ગરીબ મજૂરોના પ્રશ્નોમાં મુસ્લિમ સંસ્થાઓ ઊંડો અને સક્રિય રસ લે, જે લોકોનું ધ્યાન ઇસ્લામ તરફ આકર્ષિત કરે. મુસ્લિમ વેપારીઓ અને કેટલીક મોટી કંપનીઓ ઈસ્લામના આર્થિક સિદ્ધાંતો અનુસાર એક વૈકલ્પિક આર્થિક મોડલ ઊભું કરે. વારસાના ઈસ્લામી કાનૂન પર વ્યાપક અમલીકરણ થાય અને તેની બરકતો અને લાભો પર ગંભીર અભ્યાસો શરૂ થઈ જાય. મુસલમાન પરિવારોમાં સ્ત્રીઓ અને વૃદ્ધોનું સ્થાન સામાન્ય સમાજથી તદ્દન ભિન્ન અને વિશિષ્ટ થઈ જાય અને સામાન્ય બિનમુસ્લિમો તેના તરફ ધ્યાન કરવા વિવશ બની જાય.

ટૂંકમાં, વ્યક્તિ, પરિવાર, સામૂહિક સંસ્થાઓ અને મુસ્લિમ સમાજનો બિનમુસ્લિમ સમાજથી સંપર્ક અને સંબંધ આ તમામ સ્તરે મુસલમાનોના વર્તન-વ્યવહારથી ઈસ્લામી શિક્ષાઓ લોકોની સમજમાં આવવા લાગે.

મુસ્લિમ સમાજ અત્યારે બગાડના જે સ્થાને ઊભો છે, તેને દૃષ્ટિ સમક્ષ રાખીએ તો આ કાર્ય દેખીતી રીતે મુશ્કેલ લાગે છે. પરંતુ મારું માનવું એ છે કે અત્યારે મુસલમાનોમાં સુધારણા તરફ ધ્યાન વધ્યું છે. પરિસ્થિતિની કઠિનાઈ સુધારણાની ગતિને ખૂબ વધારશે. જો આપણા સંગઠનો, સંસ્થાઓ અને બુદ્ધિજીવીઓ અને આગેવાનો આ બાબતોને લક્ષ્ય બનાવીને કામ કરવાનું શરૂ કરશે, તો આની તરફ ખૂબ ઝડપથી આગળ વધવું તદ્દન સંભવ છે.

### (૭) સિવિલ સોસાયટીની મજબૂતી :

અન્ય સેક્યૂલર અને ન્યાયપ્રિય લોકોની સાથે મળીને આપણે આ દેશમાં સિવિલ સોસાયટીને મજબૂત કરવી જોઈએ. સરકારથી સાર્થક વાર્તાલાપનો ક્રમ શરૂ કરવો જોઈએ. કાનૂન ઘડતરની પ્રક્રિયા અને તે અંગેની ચર્ચાઓમાં સક્રિય રૂપે ભાગ લેવો જોઈએ. જમણેરીઓના પ્રભાવશાળી લોકોમાં પણ, પ્રમાણમાં ન્યાયપ્રિય બુદ્ધિજીવીઓ અને સત્તાધારીઓ પર પ્રભાવી થવા અને તેમના દ્વારા સરકારની નીતિઓને યથાસંભવ સંતુલિત રાખવાની કોશિશ કરવી જોઈએ. એ જ પ્રમાણે લોકશાહી અને સાંપ્રદાયિક

સૌહાર્દની જેટલી જરૂર ૧૯૯૨ માં હતી, તેનાથી વધારે અત્યારે છે. તેથી આવી કોશિશો પણ ફરી થવી જોઈએ. પરંતુ સાંપ્રદાયિક સૌહાર્દ ઊભો કરવા અને ફાસીવાદી વલણના નિર્મૂલન માટે એ જરૂરી નથી કે આપણે સંપૂર્ણપણે ડાબેરી તત્ત્વોની સાથે જોડાઈ જઈએ. એ રીતે આપણી સૈદ્ધાંતિક હેસિયતને નુકસાન થાય છે અને આપણે પણ એક પક્ષકાર બની જઈએ છીએ. આપણે જમણેરી વિચારધારાથી પણ મતભેદ રાખીએ છીએ અને ડાબેરી વિચારધારાથી પણ. લોકશાહીની રક્ષા અને સાંપ્રદાયિક સૌહાર્દના પ્રસાર માટે સમાન હેતુસર આપણે ડાબેરીઓથી પણ સહયોગ કરી શકીએ છીએ અને જમણેરી વિચારધારાના તત્ત્વોની સાથે પણ સહયોગ કરી શકીએ છીએ.

જરૂર એ વાતની છે કે વૈચારિક સંબંધોથી પર રહીને આપણે દેશના એ તમામ વર્ગોની સાથે જોડાવાની કોશિશ કરીએ, જેઓ બંધારણના બુનિયાદી માળખા અને મૂળભૂત અધિકારો તેમજ લઘુમતીઓના હક્કોની હિમાયત કરનારા છે અને ઇચ્છે છે કે મુસલમાનોના સાથે પણ ન્યાય થાય અને તેઓ પ્રગતિ કરે.

**(૮) સેવા અને દેશ માટે સ્વયંને ધરોહર બનાવવા :**

સૌથી મહત્ત્વનું એ છે કે આપણે, આપણી સંસ્થાઓ અને સંગઠનો પોતાના ખોળમાંથી બહાર નીકળીએ. આ ઉમ્મતની ઓળખ ખૂબ ઝડપથી એક એવા સમૂહની બનતી જઈ રહી છે, જેની બધી રુચિ-અભિરુચિઓ માત્ર પોતાના સુધી સીમિત છે, જે દેશ માટે એક બોજ (Liability) છે, જે કોઈ સર્જનાત્મક કાર્ય કરે પણ છે તો કેવળ પોતાના માટે અને પોતાના સહધર્મીઓ માટે કરે છે, જેનો બાકીના દેશ અને સમાજથી ફક્ત વિરોધ અથવા માંગવાનો સંબંધ છે. વિશેષરૂપે દીન અને મુસલમાનોની સેવા (Contribution) દેશની મુખ્ય ધારા (Main Stream) માટે સ્પષ્ટ થવા પામતી નથી. આનું નિવારણ માત્ર ઇસ્લામની સાચી શિક્ષાઓ વિશે પ્રવચન કરવાથી નહીં થાય, તેના માટે વ્યવહારૂ વલણમાં પાયાનું પરિવર્તન લાવવું પડશે.

આ ઓળખ આપણા વિરોધીઓમાં નફરત અને ઉદાસીનતા વધારે છે તથા આપણા મિત્રોમાં આપણા માટે દયા અને ડરની ભાવના જગાડે છે. બંને ભાવનાઓ આપણા મિલ્લી અસ્તિત્વ માટે ઘાતક છે. આપણે સૌએ મળી-બેસીને વિચારવું જોઈએ કે કેવી રીતે આપણે આ દેશને અને અહીંના સમાજને 'આપવાવાળા' બની શકીએ છીએ ?

આના માટે જરૂરી છે કે આપણામાં શિક્ષણ પ્રચલિત બને. ઉદ્યોગ-સાહસિકતા

(Entrepreneurship)નો પ્રસાર થાય. આપણે રોજગાર અને વેપારમાં આગળ વધીએ. ન્યાયાલય, વહીવટીતંત્ર, પત્રકારત્વ વગેરેમાં આપણું પ્રમાણ વધે તેમજ આપણે દેશની મહત્ત્વપૂર્ણ સેવાઓ બજાવી શકીએ. સંશોધન અને અન્વેષણ તથા વૈજ્ઞાનિક વિકાસમાં આપણે નોંધપાત્ર સેવા કરી શકીએ.

હાલ દુનિયાના અબજોપતિઓની યાદીમાં પહેલી વાર કેરળના ત્રણ મુસલમાનોનો સમાવેશ થયો છે. દક્ષિણ એશિયામાંથી જે પાંચ મુસલમાનો આ યાદીમાં સામેલ છે, તે બધાનો આપણા દેશ સાથે છે. આનાથી જાણ થાય છે કે મુસલમાનો કોશિશ કરે, તો વેપાર-વાણિજ્ય અને ઉદ્યોગ જેવા અત્યંત સ્પર્ધાત્મક ક્ષેત્રમાં પણ તેઓ આગળ વધી શકે છે.

**(૯) નેતૃત્વ અને બુદ્ધિમત્તાનું નવ-સર્જન :**

આપણા સંગઠનો અને સંસ્થાઓ મહદ્અંશે નેતૃત્વના એ મોડલને અનુસરે છે, જેને ચમત્કારિક મોડલ કહેવામાં આવે છે. આમાં નેતૃત્વનું અંગત બુદ્ધિ-કૌશલ્ય અને સમજ, તેમના અંદાજાઓ અને અનુમાનો તેમજ તેમના પ્રમાણિક નિર્ણયો આખા સંગઠનને ચલાવે છે. ન નેતૃત્વની પાછળ વૈજ્ઞાનિક સમીક્ષાઓ અને અનુમાનોની કોઈ વ્યવસ્થા હોય છે અને ન સંગઠનમાં નિર્ણયો કરવાની કોઈ વૈજ્ઞાનિક પદ્ધતિ. જરૂર એ વાતની છે કે આપણે ગંભીર, બિનભાવુક, વૈજ્ઞાનિક અને યોગ્ય વિશ્લેષણની આદત પાડીએ. એ પ્રકારના સંશોધનો અને વિશ્લેષણોની સિસ્ટમ તૈયાર કરીએ અને એવા જ વિશ્લેષણો પર પોતાના આયોજનનો પાયો નાખીએ, તેમજ આંધળી ભાવુકતા અને નિરાધાર અટકળો પર આધારિત અને નક્કર-પ્રજાલક્ષી કામોથી ખાલી 'આર્મ-ચેર' પત્રકારત્વ અને બુદ્ધિમત્તાથી ઉમ્મતને મુક્તિ અપાવીએ.

આપણી મિલ્લતના નેતૃત્વની ગુણવત્તા અને નેતૃત્વની પ્રક્રિયા (Process of Leadership) બંને ગંભીર ધ્યાન માગી લે છે.

બદલાયેલ દુનિયામાં આપણા નેતૃત્વએ ઘણી રીતે બદલાવાની જરૂર છે. એવા વ્યક્તિઓને આગળ લાવવાની જરૂર છે, જેઓ આધુનિક દુનિયા, સંચારના આધુનિક સાધનો, આધુનિક ભાષા તથા રીત-ભાત અને કામની આધુનિક પ્રોફેશનલ પદ્ધતિઓથી વાકેફ હોય. મિલ્લી ફોરમોમાં નિવૃત્ત બ્યૂરોક્રેટ્સ, ઉચ્ચ દરજ્જાના અંગ્રેજી અને પ્રાદેશિક ભાષાના પત્રકારો, બુદ્ધિજીવીઓ અને ઉચ્ચ શિક્ષિત પ્રોફેશનલ્સને આગળ વધારવા જોઈએ. એવા લોકોને આગળ લાવવા જોઈએ, જેમના બિનમુસ્લિમ સોસાયટી સાથે

નજીકના સંબંધો છે, અને મનોવૈજ્ઞાનિક અવરોધોથી ઉપર ઉઠીને વિચારી શકે છે. બધા વિશ્લેષકો માને છે કે મોદીની સફળતામાં મોટું યોગદાન નવયુવાનોનું છે. કમ્યુનિકેશનના આ યુગમાં નવયુવાનો સમગ્ર દુનિયામાં મહત્ત્વની ભૂમિકા ભજવી રહ્યા છે. આપણે આપણા વીસ-પચ્ચીસ વર્ષના નવયુવાનોને લીડરશીપની પ્રક્રિયાનો ભાગ બનાવવા જોઈએ.

હવે સામાન્ય લોકોનો મત જમીની (નક્કર) હકીકતોથી વધારે નજીક સમજવામાં આવે છે. જો સામાન્ય લોકોને ચિંતન-મનન અને નિર્ણય લેવાની પ્રક્રિયામાં સામેલ કરવાની કોઈ પદ્ધતિ ન હોય, તો લીડરશીપની પ્રક્રિયા ખામીયુક્ત રહી જાય છે, અને લીડરશીપની પ્રક્રિયા ત્યાં સુધી ખામીયુક્ત રહી જાય છે, જ્યાં સુધી તેની પીઠ પર ગંભીર અભ્યાસોનો મજબૂત સપોર્ટ ન હોય. મુસ્લિમ નેતૃત્વ બંને પાસાઓના અભાવનો શિકાર છે.

**(૧૦) ઉચ્ચ દરજ્જાની યોગ્યતાઓનો વિકાસ :**

આ બધા કામોને પૂરા કરવા માટે એક મોટી જરૂરત એ છે કે આપણી હરોળોમાં ઉચ્ચ દરજ્જાની યોગ્યતાઓનું સંવર્ધન થાય. શૈક્ષણિક જાગૃતિનો એ આરંભિક તબક્કો, જેમાં આપણે પ્રાથમિક શિક્ષણ અને આર્થિક સ્થિરતા માટે વ્યવસાયિક શિક્ષણ પર ધ્યાન કેન્દ્રિત કર્યું, હતું, તે પૂરો થઈ રહ્યો છે. હવે ઉચ્ચ શિક્ષણ પર પણ ભરપૂર ધ્યાન આપવાની આવશ્યકતા છે. ઉચ્ચ શિક્ષણના સંદર્ભમાં પ્રાથમિકતાઓને નિર્ધારિત કરવાની જરૂર છે.

આજે પણ આપણા હોંશિયાર વિદ્યાર્થીઓ એન્જિનીયરિંગ અને મેડિસિનને જ પ્રાધાન્યતા આપે છે. સ્કૉલરશીપ આપનારી આપણી સંસ્થાઓ આ જ કોર્સિસ માટે સ્કૉલરશીપ આપે છે. સિવિલ સર્વિસીઝ, કાનૂન, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, જર્નાલિઝ્મ આ બધા ક્ષેત્રોમાં ઉચ્ચ પ્રકારની યોગ્યતાઓ આપણી ખૂબ મોટી જરૂરત છે.

વિદ્યાર્થીઓ પર ધ્યાન આપવા અને યોગ્યતાઓનું સંવર્ધન કરવાના અને તેને વિકસિત કરવાના લાંબા ગાળાના કામોની સાથે-સાથે આપણી આજની જરૂરતોની પૂર્તિ માટે એ પણ જરૂરી છે કે નેતૃત્વ અને મિલ્લી માર્ગદર્શનના કામોમાં જે લોકો વ્યસ્ત છે, તેમના પ્રશિક્ષણનો પણ પ્રબંધ કરવામાં આવે.

એ અવાસ્તવિક અને બિનઇસ્લામી દૃષ્ટિબિંદુની પણ સુધારણા થાય કે કોઈપણ વસ્તુ શીખવી 'મોટા' લોકોની શાનથી ઊતરતું છે. આજના આ યુગમાં જ્યારે કે સમગ્ર

દુનિયા જીવનભર શીખતા રહેવા (Lifrlong Learning)ને અનિવાર્ય સમજી રહી છે, આપણી આ વિચારશૈલી તદ્દન નકામી અને ઘાતક છે. આપણા નેતાઓ અને આગેવાનો અંગ્રેજી બોલવાનું શીખે, મીડિયાની સામે પોતાના દૃષ્ટિબિંદુને ખૂબ જ ઓછા સમયમાં પ્રભાવી શૈલીમાં વર્ણવવાની કળા શીખે, કાનૂન, રાજનીતિ, અર્થશાસ્ત્ર વગેરેના મૂળ આધારો અને તત્ત્વોની સમજ પેદા કરે, નેતૃત્વની આધુનિક પદ્ધતિઓ શીખે, વિશ્લેષણ અને પૃથક્કરણના કૌશલ્યથી પરિચિત થાય, તો આ બધાથી આપણા નેતૃત્વની ગુણવત્તામાં વધારો થશે. જો આપણા મિલ્લી સંગઠનો અને સંસ્થાઓ આ મહત્ત્વના કામની તરફ ધ્યાન આપે અને તેના પર પોતાના સંસાધનોનો અમુક ભાગ ખર્ચ કરે, તો તેનાથી પરિસ્થિતિની સુધારણામાં ખૂબ મદદ મળશે.

